


ભાગ ૨ જો. ચિત્રો સાથે.

રૂશિયા અને ટરકી
વચ્ચેની

# લડાઈની તવારીખ.

બનાવનાર
**એદલજી જમશેદજી ખોરી**
તે
ફ્રાન્સ અને જર્મની વચ્ચેની લડાઈની તવારીખનો બનાવનાર

**મુંબઈ મધે,**
મુંબઈ સમાચાર છાપખાનામાં પોતાને માટે
માણેકજી બરજોરજી મીનોચેહેર હોમજીનાએ છાપી પરગટ કરયું છે.

સને ૧૮૭૮ ઇસવી.

કીંમત રૂ ૧.

તે પરાક્રમો મોટપણે ખીલી નિકળ્યાં હતાં. એશિયા માહેલા ટરકી દેશમાં શીઝેરિયાનો એ રહેવાસી હતો. ગરીબ અવસ્થામાં જન્મી પાદશાહી દરીઆઇ ફોજમાં એ નાનપણથીજ દાખલ થયો હતો. લડાઇના કવાયદ લેવા સારૂ ટરકીની મુસલમાન રૈયતને ચોકસ મુદત સુધી લડાઈ ખાતામાં દાખલ થઈ નોકરી કરવી પડેછે તે ધારો પોતા ઉપર લાગુ પડતો ઊડાવવા સારૂ એણે પોતાની આંખે કાચા કાંદાની પોલટીસ બાંધી અને આંખ સુજાવી નાખી. સરકાર તરફથી નેમાયલા એક ડાકટરે એની આંખની તપાસ કરતાં એની આ ઠગાઈ શોધી કાહાડી, પણ જે દુઃખ તે છોકરો આ પોતાને હાથે ઉભાં કરેલાં દરદથી ખમતો હતો તે તરફ દયા આણી તે ડાકટર તેની પીઠ ઠોકી બોલ્યો કે, "ઇનશાલ્લા, જા છોકરા કોઈ દહાડે તું દરીઆઇ ફોજનો વડો સરદાર થશે." ક્રિમિયાની લડાઇની વખતે એ પ્રસિદ્ધ થઈ ગયો, અને તે પછી ટરકીના તાબાનાં કેટલાંક પરગણાંઓનો ગવરનર જનરલ થયો. અબદુલ અઝીઝના રાજ્યમાં એને દરીઆઈ ખાંતાના પરધાન તરીકેની બે વાર જગ્યા મળી હતી, અને લશ્કરની દિલસોજી પોતા તરફ ખેંચી લઈ એણે તેઓની મદદથી અબદુલ અઝીઝને ગાદી ઉપરથી ઉઠાડી મુકવામાં અગત્યનો ભાગ લીધો હતો.

કાન્સટાનટીનોપલમાં થયલાં આ ભયંકર ખુનો ટરકીના રાજ્યના ગુંથાડામાં વધારો કરનાર થઇ પડયાં. એ રાજ્યની પડતી અને ગભરાટ ભરેલી હાલત જોઇ સરવિયાનો શાહજાદો મિલાન પોતાની સત્તા વધારવા અને નવા મુલકો લઇ લેવા તૈયાર થઇ રહ્યો. એમાં તેને રૂશિયા તરફથી ઉલટ મળી અને તે એટલે સુધી કે, રૂશિયાનો એક વખણાયલો લશ્કરી સરદાર જનરલ ચરનેઇફ સરવિયાના રાજાની નોકરીમાં દાખલ થયો.

## સરવિયાની ભૂગોળ અને તવારીખ.

યુરોપ માહેલા ટરકી દેશ મધે સરવિયા સારી રીતે જાણીતો થયલો પ્રાંત છે. હિયાં વસનારાં લોકોની એક જુદીજ પ્રજા થયલીછે, અને એ પ્રજાની અસલી તવારીખ આપણું મન રોકવા જોગ છે. ઉત્તર તરફ ડાન્યુબ નદી એને હંગરીથી જુદો પાડેછે. એની પૂર્વે બલગેરિયા અને વોલેચિયા, પશ્ચિમે બોસનિયા અને આલબેનિયા અને દક્ષિણે મેસીદોનિયાના પ્રાંતો આવેલાછે. પૂર્વથી પશ્ચિમ સુધી એ ૧૪૫ માઇલ લાંબો અને ઉત્તરથી દક્ષિણ સુધી ૧૫૦ માઇલ પોહોળો છે. એની ઘણી ખરી જમીન પહાડી છે અને મોટો ભાગ અસલી જંગલોથી ભરેલો છે. એની પેદાસ ઘઉં, જવ, ચોખા, સણ, અને તંબાકુ વગેરેની છે. હિયાં જુદી જુદી જાતનો મેવો અને દ્રાક્ષ પાકેછે. ખીણોમાં અને ગરમ ભાગોપર રૂનો પાક સારો થાયછે. ઘર બાંધવાનાં લાકડાં તો જથાબંધ મળી આવે છે. લોઢાંની ખાણ એમાં જણાયલીછે. ઉન અને સુતરાઊ કપડાં હિયાં બનાવવામાં આવેછે, અને તેનો સઘળો ખપ એ પ્રાંતમાંજ થાયછે. એ પ્રાંતમાં ચોતરફ નજર ફેરવતાં ઝાડપાનોથી ભરાઈ ગયલી ખીણો અને ખભરાયલા ઉભા પહાડી ઢોળાવોનો મનપસંદ દેખાવ નજરે પડે છે. એ દેખાવની ખુબસુરતીમાં ત્યાંના ગરીબ અને નિર્દોષ ખેડુતોની સાદાઈ અને ભોળા દેખાવ તથા ખુદરતી વળાણ ઊપરજ ચાલવાની ટેવ ઉમેરો કરેછે. એ મુલક પહાડી હોવાને લીધે એની વસ્તી ફકત પંદર લાખ માણસોની છે. હિંયાનાં માણસો કદાવર, મજબુત બાંધાનાં, સરખાં પ્રમાણનાં અને સોહામણા ચેહરાનાં છે. એઓના બાલ ખુલા રંગના અને આંખ બલુ છે. શુદ્ધ સ્લાવ ટોળાના એ લોક છે, અને એઓની ભાશા પણ ઘણી સારી રીતે સુધરી સફાઇદાર થયલીછે. ઈ. સ. ની નવમી દશમી સદીમાં એઓ એટલા બળવંત હતા કે ગ્રિક શેહનશાહોનો દોર તોડવા અને તેઓના દેશ ઉપર ચઢાઇ લઈ જવા શકિતવાન થયા હતા. જુનું સરવિયા એવે નામે ઓળખાતો આલબેનિયાનો એક ભાગ સરવિયનોનાં પાયતખ્તની જગ્યા હતી. હિયાં અસલ ભપકા ભરેલા નાદર મેહેલો, બારીક હુનરના નમુનાઓ અને સિલ્પશાસ્ત્રને લગતી કારીગીરીથી બાંધેલાં મકાનોની નાશ પામેલી નિશાનોની શોધ થઇછે. હિયાં વળી ઇટાલીનો અસલી પ્રસિદ્ધ હુનર તેની પુરતી જાહોજલાલીમાં આગળ દિપી રહેલો જણાયછે. ટરક લોકો ટરકીમાં આવી વસ્યા તે પછી ત્યાંના સુલતાનો સરવિયાની શાહજાદીઓ સાથ પરણતા હતા, પણ જુદા જુદા ધર્મ અને પ્રજાને લીધે તેઓનું માહોમાહેનું વેર ઓછું થયું ન હતું. ઈ. સ. ૧૩૮૯ માં સરવિયનોએ ટરકોને હાથે જબરી હાર ખાધી અને તે વખતથી તેઓની ચહડતી કલાનો અસ્તોદય થવા લાગ્યો. તોપણ ઈ. સ. ૧૫૨૨ સુધી સરવિયાનું પાયતખ્ત શેહેર ટરક લોકોની સામે હંગરીની મદદથી ટકી રહ્યું. ઈ. સ. ૧૭૧૭માં સરવિયાનો એક ભાગ આસ્ત્રિઅનોએ ફત્તેહ કરી લીધો હતો તે ટરક લોકોએ પાછો ઈ.સ. ૧૭૩૯ માં છિનવી લીધો.

આ ચાલુ સદીમાં સરવિયામાં ઘણા અગત્યના બનાવ બન્યાછે. કારા જ્યાર્જ નામના એક બાહાદુર ખેડુતે ફિતુર ઉઠાવી સરવિયા ઉપર જાનીઝારીસ નામના લશ્કરી શિપાહીઓની જે સત્તા હતી તે તોડી હિયાં પ્રજાસત્તાક રાજ્ય ઈ. સ. ૧૮૦૭માં સ્થાપ્યું. એ રાજ્ય ટરકીના સુલતાને પણ કબુલ રાખ્યું, પણ કારા જ્યાર્જે એ સરકારને છોડી તેથી ઈ૦ સ૦ ૧૮૧૩માં ટરકીએ સરવિયા લઇ લીધું અને

કારા જયાર્જ નાહસી પેહેલાં આસ્ત્રિઆમાં અને પછી બેસારેબિયામાં ગયો. થોડા વખતમાં મીલારચ નામના સરવિયાના એક હિમ્મતવાન અને ચપળ બુદ્ધિના ભરવાડે બળવો ઉઠાવી ઘણાક ઝઘડા ચલાવ્યા અને અંતે ૧૮૩૦ માં ટરકી પાસ સરવિયાનું સ્વતંત્રપણું કબુલ કરાવ્યું. એ વખતથી મીલારચનું વંશ સરવિયાના રાજા તરીકે રાજ કરતું આવ્યું છે. ઈ૦ સ૦ ૧૮૧૬ માં પેલો બાહાદુર કારા જ્યાર્જ પાછો સરવિયામાં આવી લાગ્યો, પણ મીલાશ્ચે તેને પોતાનો જબરો હરીફ સમજી ઊંઘમાંજ મારી નખાવ્યો. રાજ્યને ચલાવવા કારા જ્યાર્જે પોતાના વખતમાંજ કેટલાક ધારા બાંધ્યા હતા તેમાં કેટલોક ફેરફાર કરી તેજ ચાલુ રાખવામાં આવ્યા હતા. પણ મીલારચ સારી રીતે લોકોને રાજી રાખી શકયો નહી. લોકોને તેના અમલ કરતાં ટરકીના રાજ્યનો અમલ વધારે સારો લાગ્યો. મીલાશ્ચ ઘણો લોભી માણસ હતો અને રાજ્યનું નાણું વાપરી ખાવાનો તેના ઉપર શક આવવાથી તેના અને રાજકારભાર કરનારી સભા વચ્ચે અથડા અથડી થઈ. તે ઉપરથી નાણાંનો હિસાબ લેવામાં આવ્યો અને મીલાશ્ચને પોતાની ગાદી છોડી દેવી પડી. એના પછી કારા જ્યાર્જનો છોકરો આલેકઝાન્ડર રાજ્યાધિકાર ચલાવવા લાગ્યો, પણ તે આસ્ત્રિઆના હાથમાં હથિયાર થઈ પડી કામ કરેછે એવો શક આવવાથી ઈ૦ સ૦ ૧૮૫૮માં સોલ વરસ રાજ્ય કરવા પછી તેને લોકોએ ગાદી ઉપરથી ઉઠાડી મુકયો, અને તેમ કરાવવામાં રૂશિયાનો હાથ હતો એવું કહેવામાં આવેછે. ત્રીસ વરસ સુધી ટરકીના રાજયને વચ્ચે ન આવવા દેતાં સરવિયનોએ આપખ્તયાર રાજ્ય કર્યું, પણ તેમાં કાંઇ જાણવા જોગ સુધારો યા વધારો કર્યો નહીં. પાછી લોકોની નજર મીલારચ તરફ ખેંચાઇ. તે હાલ બુઢો થઇ ગયો હતો, અને વેલેચિયામાં રેહેતો હતો. તેને ત્યાંથી બોલાવી મંગાવી ગાદીએ બેસાડયો, પણ બે વરસ રાજ્ય કરી તે મરણ પામ્યો. એના મરણ પછી એનો છોકરો માઇકલ ગાદી ઉપર આવ્યો.એ આખા યુરોપમાં ફરી આવ્યો હતો અને કેળવાયલો હતો તેથી સમાધાનીથી રાજ્ય ચલાવવા તથા ધારાઓને સારી રીતે અમલમાં આણી લોકોની પ્રિત ખેંચી લેવા એ શક્તિવાન થયો. એણે ટરકીની સરકારને એવી માગણી કીધી કે, સરવિયાના બેલગ્રેદ વગેરે બિજાં શેહેરોની કિલ્લેબંદીમાં પાશબાની કરનારી ટરકીની ફોજ છે તેને ટરકીએ કહાડી લેવી. આ માગણીને હાલના લાર્ડ ડરબીના બાપ મરનાર લાર્ડ ડરબીએ ટેકો આપ્યો અને તેથી ઈ. સ. ૧૮૬૭ માં ટરક લશ્કરને સુલતાને બોલાવી લીધું. એ માટેનું હેસાન માનવા સરવિયાનો માઇકલ કાન્સટાનટીનોપલ સુધી સુલતાનની આગળ ગયો, અને તેનો મોહોડે મોહડું ઉપકાર માન્યો. આ ઉપરથી સરવિયાનું રાજ્ય તદન સ્વતંત્ર થયું તોપણ નામને ખાતર ટરકીને પોતાની વડી સરકાર દાખલ તે ગણતું હતું, અને તેની પાદશાહી તીજોરીમાં બે લાખ રૂપિયા વરસ દહાડે આપતું આવ્યું છે. હાલતો ખરૂં જોતાં સરવિયા રૂશિયાના રાજ્યનો એક તેની સત્તાના મુલકથી બાહેર મુકાયલો ભાગ છે, અને તે ટરકી મધે મુકાઈ ટરકીનો નાશ વાળવા સારૂ રૂશિયાના હાથમાં એક હથિયાર છે. પ્રિન્સ માઈકલે ઇ. સ. ૧૮૬૮ સુધી રાજ્ય ચલાવ્યું અને એ વરસમાં તેનું ખુન કે જે કારા જ્યાર્જના કુટુંબ તરફથી કરાવવામાં આવેલું ધારવામાં આવેછે તે થવા પછી સરવિયાની ગાદી ઉપર હાલનો સરવિયાનો રાજ કર્તા પ્રિન્સ મિલાન આવ્યો. ગાદીપર આવતી વેળા તેની ઊમર ચઉદ વરસની હતી. એ શાહજાદાનું પેહેલાંથીજ રૂશિયા તરફ ખેંચાણ હતું, અને તેની ખોલ્લી નિશાનો પાછળથી જાહેર થઈ ચુકીછે. પોતાની રૈયતના ટરકી સામે લડાઇમાં ઉતરવાના જોસ્સા ડાબી નહીંજ શકાયા ત્યારે અંતે લડાઇમાં ઉતરવું પડયું છે એવું ખોટું ડોળ ઘાલી પ્રિનસ મિલાને ટરકીના વડા વજીર ઉપર એક પત્ર લખી લડાઇ જાહેર કીધી, અને ઈ. સ. ૧૮૭૬માં તારીખ ૧લી જુલાઇએ પોતાની રૈયતની જાણને માટે એક ઢંઢેરો તેણે બાહેર પાડયો, અને તેમાં જણાવ્યું કે, "આપણે જે લડાઇને લગતી હાલચાલ હાલ કરયે છિયે તે એક પ્રજા પોતાના લાભને માટે કરે તેવી છે. આપણી એ હાલચાલ સંસારી સુધારા અથવા ધર્મનું જનુન એક અંશભર પણ સાથે લેતી નથી. આપણે આપણી સાથ રાજ્યની ઉથલપાથલ, નાશ અને આગ નહીં, પણ ખરા હક, દુરસ્ત કારોબાર, અને સલામતી સાથે લઇ જઇયે છિયે. પારકી પ્રજાઓની જાળવણી કરવી, તેઓ તરફ દિલસોજી બતાવવી, પડોસના શેહનશાહતની હદને માન આપવું અને વડી શેહનશાહત સરકારને નારાજ ન કરવી એ આપણું કામ છે. ભાઇઓ તમારા દેશ તરફના પ્યાર અને તમારી લડાયક ખુબીઓ ઊપર પુરતો ભરૂસો મુકી હું તમારો સરદાર બની તમારી સાથ કુચ કરીશ. આપણી સાથ આપણા બાહાદુર ભાઇઓ મોનટીનિગ્રનો છે. એઓ પોતાના શૂરા સરદાર મારા ભાઇ પ્રિન્સ નિકોલસની સરદારી હેઠળ કુચ કરનારછે. આપણી સાથ પેલા જંગી પેહેલવાનો હરઝીગોવીનિયનો અને પેલા દેશને માટે જીવ આપતા બોસનિયનો છે. આપણા બાહાદુર ભાઇઓ બલગેરિયનો આપણે માટે ઉઠી છે, અને એવી આશા આપણે રાખ્યે છિયે કે પેલા પુરાતન શૂરાતણના ગ્રિક લોકોના વંશવાળા આપણા ગ્રિક ભાઇઓ પણ રણક્ષેત્રમાં જીપલાવાથી દૂર રહેશે નહીં. તે સર્વ શક્તિવાન કિરતાર જે પ્રજાઓના ખરા હકોની જાળવણી કરનારછે તેનું

બુલંદ નામ જુબાન ઉપર ધરી ચાલો આપણે કુચ કરયે. હક, છુટાપણું અને સુધારાનાં મુબારક નામો પોકારી ચાલો આપણે આગળ વધયે." આવાં ધાંધલ ભરેલાં જાહેરનામાથી પ્રિન્સ મિલાને ઘર ઉપર ચહડી રહેલી પોતાની પ્રજાને ઉશ્કેરી અને તે તલપતલપમાં પડેલી પ્રજા એક અવાજે હથિયારબંધ થઈ રણમાં ઊતરવા બાહેર આવી ઉભી.

# પ્રકરણ ૪ થું

મોનટીનિગ્રો પ્રાંત અને તેની તવારીખ—સરવિયાની ટરકી સામે અણઘટતી વર્તણુક—સરવિયાએ ટરકીની સામે કીધેલી લડાઇની શરૂઆત—સરવિયાના લશ્કરે ટરક લશ્કરને હાથે ખાધેલી હાર—સરવિયનોની સંકરાસ ભરેલી હાલત—ટરકીના સુલતાનની ફેરબદલી—ઈંગ્લાંડનાં લોકોની ટરકીની સામે વળણ—ટરકી સામે મી• ગ્લાડસ્ટનનાં સખ્ત લખાણો તથા ભાશણો—ટરકીના મામલા ઉપર ઈંગ્લાંડના પરધાનોનું મત.

## મોનટીનિગ્રો પ્રાંત અને તેની તવારીખ.

સરવિયાને ટરકી સામે લડાઈમાં ઊતરતું જોઇ મોનટીનિગ્રો પણ ટરકીના રાજ્ય સામે હથિયાર બાંધવા તૈયાર થયું. આ પાહાડી અને અર્ધા જંગલી દેશના લોકો પોતાના મુલકને ઝરનાગોરા એવે નામે ઓળખેછે. આ નામ એ પ્રાંતને ઘણું યોગ્ય રીતે લાગુ પડેછે; કારણ હિયાં જ્યાં જોઇયે ત્યાં પાહાડોની હારને હાર લાગેલીછે. બીચ જંગલના રાક્ષસી ઝાડોનો ચોમેર પથરાઇ જતો છાયો એ પાહાડો ઉપર પડવાથી એઓનો દેખાવ વધારે કાળો અને ગંભીર થઈ પડેછે. મોનટીનિગ્રો નાહાનો પ્રાંત છે. એની ઉત્તરપશ્ચિમે હરઝીગોવીનિયા, દક્ષિણ પુર્વે આલબેનિયા, અને ઉત્તરે બોસનિયા આવેલાછે. એનો વિસ્તાર આસરે ૧૪૮૦ ચોરસ માઇલનો ગણાયછે. એના પાહાડો કોઈ કોઇ જગ્યાએ દરીઆની સપાટીથી પાંચ હજાર ફીટની ઊંચાઇએ જઇ પોહોંચેલાછે. મકાઈ, પપેટા અને તંબાકુની એમાં મુખ્ય પેદાસ છે. ભાજીપાળો મોટા જથ્થામાં હિયાં ઊગેછે. બકરાં, મેંઢાં, ગાય ઢોર તથા ડુક્કરોની વસ્તી હિયાં પુષ્કળ જણાઇછે. ઘોડા, તથા ખચ્ચરો થોડી સંખ્યામાં મળી આવેછે અને પાહાડી જમીન ઉપર મોટા બોજા ઊંચકવા સારૂ ગધેડાઓને કામે લગાડવામાં આવેછે. હિયાં જાજરાં ઊનનાં કપડાંની બનાવટ થાયછે, પણ રહેવાસીઓનો મોટો ભાગ ખેતીવાડી કરવામાં તથા માછલી મારવામાં રોકાયલોછે. મોનટીનિગ્રોમાં લગભગ ત્રણસો ગામડાં છે અને દરએક ગામડામાં એકેકું દેવળ હોયછે. એનું પાયતખ્ત શેહેર સીતીગનીજ ફકત એક ખુલ્લાં મેદાનમાં ઊભુંછે; તે શિવાય આખો દેશ તમામ પહાડોથી ભરાઇ ગયલો નજરે પડેછે. હિયાંના રહેવાસીઓ એવું માનેછે કે, તે કિરતારે દુન્યાની સપાટી ઉપર જ્યારે પથરની વેહેચણી આકાશપરથી કીધી ત્યારે જે કોથલામાં પથરો ભર્યા હતા તે ફાટી ગયો, અને તે મધેના પથરા મોનટીનિગ્રોમાં આવી પડયા તેથી આ દેશ સઘળો પથરોથી ભરાઇ ગયો. હિયાંના લોકોની વસ્તી આસરે સવા લાખ માણસોની છે. એઓ ઘણા હિમ્મતવાન તથા સ્વતંત્ર ખવાસના છે, પણ હરીફ ઉપર પોતાનું વેર લેતાં જંગલી લોકોના જેવો ખવાસ બતવેછે. ગ્રિક ચર્ચનો ખ્રિસ્તી ધર્મપાળનારા પંથ ઉપર તેઓ બેહદ ઝનુનથી ફીદા થયલાં હોયછે. મોનટીનિગ્રોમાં તેલ, સુકી માછલી, બકરાંનાં ચામડાં, રૂવાં, મીણ, મધ વગેરે તરેહવાર પેદાસો નિપજેછે; પણ તે બાહેરના દેશોમાં જઈ શકતી નથી. બાહેર દેશાવર પાણીને માર્ગે પોતાનો માલ મોકલી શકે એવો એને માટે આદ્રિઆટીક સમુદ્ર આગળ એકજ માર્ગ છે, પણ તે તો આસ્ત્રિઆએ પોતાને હાથ કરી લીધોછે. એના એઉત સખ્ત મેહેનત કરવા યોગ્ય, મધયમ પ્રકૃતિના અને મજબુત બાંધાના માણસો છે પણ લડાઈ કરવાનો તેઓનો ખુદરતીજ ખવાસ હોવાથી પોતાનાં ખેતરોમાં કામ કરવા જાયછે તયાં પણ પોતાની સાથ લડાયક હથિયારો લેતા જાયછે. મોનટીનિગ્રનો ઊંચા કદના, સખ્ત કાઠીના અને કસરતબાજ બદનના હોવાથી ઘણા સરસ લશ્કરી શિપાઇઓ થઈ શકેછે. એવા બાહાદુર શિપાઇઓનો દેખાવ આ પાનાની પાછળના ચિત્રમાં નજર પડેછે. મોનટીનિગ્રોનું રાજ્ય જોકે તદન સ્વતંત્ર જેવું છે, તોપણ નામને ખાતર આસ્ત્રિઆના બચાવમાં રેહેલુંછે. એ ટરકીના રાજ્યને ખંડણી આપેછે, પણ વારંવાર તેની સામે બળવા ઊઠાવેછે. ઈ. સ. ૧૫૨૬માં પેહેલવેહેલાં ટરકીના સુલતાન બીજા સુલીમાને મોનટીનિગ્રોને ફત્તેહ કર્યું હતું, પણ એના લોકો કદી પણ ચુપકીદીથી ટરકીને તાબે થયાં ન હતાં. આ સદીમાં તો તેઓ ટરકીના રાજ્ય સામે ચાલુ બળવો કરતાં આવેલાંછે, અને ટરકો સાથ લડાઇ કરતાં ઘણું ઝનુન અને જંગલીપણું બતાવતાં રેહેછે. પોતાના મુદઇઓનાં મુડદાંનાં માથાં બદનથી છુટાં કરી નાખવાનું ઘાતકીપણું ચલાવી તેઓ નાહાસી પાહાડોમાં ભરાઇ બેઠેલાં જણાયાંછે. ઈ. સ. ૧૮૫૧ સુધી મોનટીનિગ્રોનો જે રાજા તેજ ધર્મનો વડો પણ ગણાતો હતો, પણ

એ વરસમાં શાહજાદો ડાન્યલો ગાદી ઊપર આવ્યો ત્યારે તેણે ધર્મનું વડાપણ સાફ ના પાડ્યું. ઈ. સ. ૧૮૫૨ માં એણે ટરકીનો સામે લડાઈ ઉઠાવી તેથી ટરકીની સરકારે વીસ હજાર માણસોનું લશ્કર ઓમાર પાશાના ઉપરીપણા હેઠળ તેઓની સામે મોકલી આપ્યું. આ લશ્કરે મોનટીનિગ્રનો ઉપર ઘણીક ફત્તેહ મેળવી તેથી આસ્ત્રિઆ વચ્ચે પડ્યું અને સલાહ કરાવી. વળી ફરીથી છ વરસ રહી મોનટીનિગ્રોએ ટરકીની સામે માથું ઉચક્યું; પણ આ વખતે ટરક લોકો આગળની પેઠે ફત્તેહમંદ ઉતર્યા નહીં. શાહજાદો ડાન્યલી જે જુલમા-



હથિયારબંધ મોનટીનિગ્રનોની એક ટોળી.

તથી રાજ્ય ચલાવતો હતો તેને ઈ. સ. ૧૮૬૦ માં મારી નાખવામાં આવ્યો અને તેની જગ્યાએ શાહજાદા નીકોલસને ગાદી ઉપર બેસાડવામાં આવ્યો જે હાલ મોનટીનિગ્રોમાં રાજ્ય ચલાવેછે. ઈ. સ. ૧૮૬૧માં વળી એક વાર ફરીથી મોનટીનિગ્રોનોએ ટરકીની સામે લડાઈ ઊઠાવી. આ વેળા બત્રીસ હજાર માણસો સાથ ઓમાર પાશા સામે લડવા ગયો અને મોનટીનિગ્રોના લોકોને મોટી હાર ખવાડી સલાહ કરતી વખતે ટરકીની સરકારનું વડાપણું તેના પાસ કબુલ રખાવવાની ફરજ પાડી. આમ થવાથી મોનટીનિગ્રનોનો લડાયક ખવાસ કશો પ્ર-

ક્યારે દબાઈ ગયો નહીં. ઇ. સ. ૧૮૭૫ માં હરઝીગોવી-નિયનોને છેડી ટરકીની સામે બળવો કરાવ્યો, અને તરત બીજે વરસે તેઓ પોતે લડાઇમાં ઉતર્યા. મોનટીનિગ્રો-માં જેટલો જવાન મરદ હતો તે લડાઇના હથિયારો વાપરી જાણતો હતો તેથી સરવિયાને મોનટીનિગ્રો લડાઇમાં મોટું મદદગાર થઇ લાગ્યું.

## સરવિયાની ટરકી સામે અણઘટતી વર્ત્તણુક.

વગર કારણે છેડતી શોધી ઘડી ઘડી લડાઈ ઉઠાવી મોનટીનિગ્રોએ ટરકી સાથ જેટલી ખરાબ ચાલ ચલાવી તેથી અતિઘણી વધારે ખરાબ ચાલ સરવિયાની ગણવામાં આવીછે. સરવિયાને ટરકીના રાજ્ય સામે ફરીઆદ ઉઠાવવાનું કાંઇજ વાજબી કારણ હતું નહીં. છેલાં પચાસ વરસ થયાં ટરકી તરફથી સરવિયાને એટલા તો હકો અને છુટાપણું મળ્યું હતું કે તે લગભગ સવતંત્ર ગણાતું હતું, અને તેને લડાઈ ઉઠાવવાની કશી ગરજ હતી નહી. પોતાની ઉપર પુરતી માયા બતાવનાર પોતાના વડા શેહનશાહી રાજ્ય સામે તેના ખરાબ વખતે થયું તે રૂશિયાની ઉશ્કેરણીથી હતું. પોતાના જાતભાઇ તરફની દિલસોજીથી તેઓ લડાઇમાં ઊતર્યાછે એવું શાહાજાદા મીલાનનું કહેવું તદન ગલત અને ડોળઘાલુ હતું. તે સાથ બલગેરિયામાં જે કતલ ચાલી તેના સાથ પણ સરવિયાને કશું લેવું દેવું ન હતું. એ કતલ ચાલી તેની ઘણા મહિના આગમજ તે લડાઇની તૈયારી કરવા પાછળ લાગયું હતું. તેની મુખ્ય નેમ તો રૂશિયાને રાજી રાખવાની અને પોતાની સત્તા વધારવાની હતી. રૂશિયાની એવી ભુંડી ચાલ હતી કે, ટરકી માહેલાં નાહનાં નાહનાં રાજયોને ટરકીની સરકાર સામે ઉશ્કેરી લડાઈ ઊઠાવતું હતું. એવી જાતની ઉશ્કેરણીથી લડાઇમાં ઉતરી બિચારાં નાહનાં રાજયો કુટાઇ મરતાં હતાં. આ સદીની શરૂઆતમાં રૂશિયા ટરકીની સામે લડાઇમાં ઉતર્યું ત્યારે ટરકીનાં થોડાંક લશ્કરને બીજી રીતે રોકેલું રાખવા તેણે સરવિયાને છેડી ટરકીની સામે ઉભું કીધું ; પણ ઈ. સ. ૧૮૧૨ માં જ્યારે રૂશિયાએ ટરકી સાથ સલાહ કીધી ત્યારે તેણે સરવિયાને ટરકીના હાથે છુંદાતું એકલું છોડી દીધું. સરવિયાનો આપખુદ અને જુલમગાર રાજા મીલોશ્ચ રૂશિયાનો મળતયો હોવાથી રૂશિયાની કુમક ઉપર કુદી પોતાની રૈયત ઉપર જુલમ પાડતો તેમજ મરજી માફક ટરકી સામે લડાઈ જગાવતો. એના જુલમથી બચવા સરવિયાના લોકોએ વારંવાર વડી સરકાર ટરકીની મદદ માગી હતી જે આપવામાં આવી હતી; પણ અંતે મીલોશ્ચનો જુલમ ન ખમાવાથી લોકોએ તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકયો હતો. એનો એક છોકરો જે ગાદી ઉપર આવ્યો તે, પણ બાપના જેવોજ જુલમી નિકળ્યો. આ બધા ગભરાટના વખતમાં રૂશિયા સરવિયા માહેલી લોકોના ઊપર દુઃખ પાડનાર એક ટોળીને મદદ કરતો, અને તેની મદદ સામે સરવિયાના લોકો ટરકીની સરકારથી મદદ મેળવવાથી તે સરકારને પોતાનો ખરો મીત્ર ગણતાં હતાં. સરવિયાના લોકોનું ટરકીની સરકાર તરફ એવું સારૂં દિલ હતું કે ક્રિમિયાની લડાઇની વેળા રૂશિયાના શાહ નીકોલસે સરવિયાના લોકોને ટરકી સામે લડાઈ ઉઠાવવા લલચાવવાની તજવીજ કરી ત્યારે સરવિયાના લોકોએ સાફ ના પાડી એક મેમોરેનદમની મારફતે ઝાર નીકોલસને એવું જણાવ્યું કે, ટરકીના રાજયથી તેઓને એટલા હકો મળ્યાછે કે, તે રાજ્ય સામે લડાઈ ચલાવવી તેઓ નિમકહરામીનું કામ સમજેછે. વળી એ ઉપરાંત સરવિયાને પોતાની રૈયતનું સુખ અને તેના લાભો એટલે દરજજે જાળવવાના છે, કે તેઓનો ભોગ લેનારી કમબખ્ત લડાઇમાં તેઓ પડવા માગતા નથી. આમ જવાબ મળવાથી રૂશિયા ફાવ્યું નહીં; પણ થોડો વખત ગયા બાદ મીલોશ્ચ પાછો સરવિયાની ગાદી ઉપર આવ્યો એટલે રૂશિયાના કાવતરાં પાછાં શરૂ થયાં. બેલગ્રેદની ઇંગ્રેજી એજન્સી મી॰ લોન્ગવર્થે એવું જણાવ્યું કે, સરવિયાના ખ્રિસ્તીઓ ઉપર જુલમ પાડવા રૂશિયા કેટલાક ખ્રિસ્તી લુટારાઓને મુસલમાન નામ ધારણ કરવા ફરમાવી મોકલી આપેછે. મીલોશ્ચના રાજયમાં સરવિયા મધે વસ્તા મુસલમાનો ઉપર ખ્રિસ્તીઓએ ઘણો જુલમ ગુજાર્યા હતો, પણ તક મળેથી તેનો બદલો વાળવા મુસલમાનો ચુકતા ન હતા. ઇ. સ. ૧૮૬૨ માં ખ્રિસ્તીઓએ સરવિયાના જે ભાગ ઉપર મુસલમાનો રહેતા હતા તે ભાગ ઊપર હથિયાર સાથ હુમલો કીધો તે વખતે મી॰ લાન્ગે એક ગાડું ભરી મુસલમાન ઓરતોને કતલ થયલી જોઈ હતી. આવા જુલમની કંટાળી એ ભાગ ઊપરનાં એક ટરકી લશ્કરે પોતાના એક પાશાના હોકમથી બેલગ્રેદ શેહેર ઉપર તોપનો મારો ચલાવ્યો. આ પગલું ટરકીની સરકારને પસંદ પડયું નહીં તેથી તેણે પોતાના પાશાને તરત બરતરફ કીધો. એ સવ્રળું વીતી જવા બાદ સરવિયાને લડાયક હથિયારો તથા બીજો સરંજામ પોહોંચાડી રૂશિયા તેને મુસ્તકીમ કરવા લાગ્યું. એ વાતની ખબર ટરકીની સરકારને પડતાંજ તેણે પોતાનું લશ્કર જેવું સરહદ ઉપર જમાવ કરવા માડયું તેવાંજ યુરોપનાં કેટલાંક રાજ્યો તેની સામે શોર બકોર કરવા મંડી ગયાં.

## સરવિયાએ ટરકીની સામે કીધેલી લડાઈની શરૂઆત.

સરવિયા જયારે પણ ટરકીની સામે માથું ફેરવીને વાત કરતું ત્યારે એવી નકી ખાતરી રાખતું હતું કે રૂશિયા તરફથી તેને જરૂર મદદ મળશે; તે સાથ યુરોપના બીજા રાજ્યવાળા તેને કચડાવા દેશે નહીં. એવી ખાતરીથી તેણે બેધડક મજબુતીથી લડાઇની તૈયારીઓ કરવા માંડી. લડાઈ શરૂ થવાની આગમજ જુન મહિનાથીજ તેના લશ્કરે સરહદ તરફ કુચ કરવા માડી. સરવિયાનું પાયતખ્ત શેહેર બેલગ્રેદ છોડી સરહદ તરફ કુચ કરવાનો સરવિયાના લશ્કરનો દેખાવ આ પાસેના ચિત્ર



સરવિયાના શિપાઇઓ પોતાનું પાયતખ્ત શેહેર બેલગ્રેદ છોડી જાયછે.

ઉપરથી જણાયછે. સરવિયાની ટાઊનકાંઉન્સીલે આ વખતે જાહેર કીધું કે, જેઓ સરવિયન ઓલાદના છે તેઓને ટરકીના જુલમમાંથી છોડવવા સારૂ મદદના નાણાં મેળવવા એક લોન ઊઘાડવામાં આવીછે તેમાં સર્વેએ નાણાં ભરવાં. આ વખત એવું બોલાવા લાગ્યું કે, સરવિયાની લડાઇ ખાતાંની પરધાન ટોળી પાસે બે લાખ મથાળેથી ગોળી ભરવાની અને એક લાખ નળીને છેડેથી ગોળી ભરવાની બંદુકો, દર બારબાર તોપો સાથની પચાસ બેતરીઓ અને લશ્કરી સરંજામ મોટા જથામાં હતો. દરરોજ હડી લાખ માણસોને ખોરાક પોહોંચાડી શકાય એટલા વરાળથી ચાલતા ચુલાઓ સરહદ તરફ મોકલી આપવામાં આવ્યા હતા. લડાઈની વખતે સમાચાનીથી તારના સંદેશા ચલાવવાની ગોઠવણ પણ કરી રાખવામાં આવી હતી. આખા પ્રાંતની નિશાળો બંધ કરી તે મધે દવાખાનાં ઊઘાડવામાં આવ્યાં હતાં અને જાહેર ઇમારતોને, દારૂગોળો, હથિયાર તથા લશ્કરી સરનજામ રાખવાના મકાનોમાં બદલી નાખવામાં આવી હતી. આ બધી તૈયારીઓનો જયારે ટરકીની સરકારને ખબર પડી ત્યારે તેણે સરવિયાની સરકાર પાસ તેનો ખોલાસો ચાહ્યો. એનો જવાબ સરવિયાની સરકારે ઘણો લુચ્ચાઈભરેલો આપ્યો. તેણે જણાવ્યું કે, વખત છે વડી સરકાર ટરકોનેજ તેના બંડયાં રાજ્ય સરવિયાના લશ્કરની જરૂર પડે તો તે કેવી હાલતમાં છે તે જાણવા સારૂ આગળથી તે પોતાનાં લશ્કરીની હાલત તપાસો જોયછે.

સરહદ તરફ તેણે પોતાનું લશ્કર મોકલી આપ્યું હતું તે બાબે એવો ખોલાસો કીધો કે, તે તરફ બધો હીંગામ તોફાની થઈ રહયોછે, માટે પુરતી ચોકસી રાખવા અને પોતાની હદ સાચવવા તેણે આ પગલું ભર્યુંછે. આવો જવાબ કહેવાડયા પછી થોડે વખતે પ્રિન્સ મિલાને કાન્સટાનટીનોપલ ખાતે પોતાનો એક ખાસ એલચી મોકલી નવા સુલતાન મુરાદની સત્તા અને વડપણ કબુલ રાખ્યું. પણ આથી ટરકીની સરકાર રાજી થઈ સંતોષ પામી નહીં. તારીખ દશમી જુને ટરકીની સરકાર તરફથી બેલગ્રેદ ખાતે ત્રણ દસ્તાવેજો આવી પોહોંચ્યા. પેહેલા દસ્તાવેજમાં સરવિયા તરફથી ટરકીનાં રાજ્યને અપાતી ચોકસ ખંડણી ચહડી ગઈ હતી તેની માગણી કરવામાં આવી. બીજામાં સરવિયાના લશ્કરને સરહદ તરફથી એકદમ પાછું બોલાવી લેવા જણાવ્યું, અને ત્રીજામાં એવી તાકીદ કીધી કે, નવા સુલતાન મુરાદને બેલગ્રેદ ખાતે એકસો એકવીસ તોપો ફોડી સરવિયાના વડા તરીકે કબુલ રાખવો. આ સઘળું કરી બજાવવાને બદલે સરવિયાએ તો પોતાનું વધારે લશ્કર સરહદ તરફ મોકલી આપી ખોલી રીતે હરીફાઇ જાહેર કીધી. એ વખતે મોનટીનિગ્રોનાં એક સરકારી પત્રએ સરવિયા સાથ મળી જઇ બાહદુરીથી ટરકી સામે લડાઇ ચલાવવા પોતાના દેશીઓને ઉશ્કેરયા. એજ વખતે બોસનિયા અને હરઝીગોવીનિયાના બળવા તેના પુર જોસમાં ચાલવા લાગ્યા, અને એજ વેળા બલગેરિયા માહેલી ખુનખાર કતલ શરૂ થઇ. એટલા વખતના અરસામાંજ લડાઈ જાહેર કરવા વિશેનું પ્રિન્સ મિલાનનું પત્ર ટરકીના વડા વઝીર ઉપર જઇ પોહેચ્યું, અને લડાઇ તરત જાહેર થઇ.



જનરલ ચરનેફ.

## સરવિયાના લશકરે ટરક લશકરને હાથે ખાધેલી હાર.

બધી જોઇતી તૈયારીઓ સાથ સરવિયાનું લશ્કર એકઠું થયું અને તે લશ્કરનો સરદાર જનરલ ચરનેફને ઠરાવ્યો. એ સરદારની ઉમર હાલ પચાસ વરસની છે. ક્રિમિયાની લડાઇની વખતે રૂશિયાનાં રાજ્ય તરફથી સીબાસતેપુલનો બચાવ કરવામાં એ સાંમેલ હતો, અને તે પછી કાકેસસના પર્વતો અને આરલના સમુદ્રના કિનારા ઉપર રૂશિયા તરફથી એણે લશ્કરી નોકરી બજાવી હતી. ઇ. સ. ૧૮૬૪ અને ૬૫માં મધ્ય એશિયામાં એ સરદાર ફતેહ મેળવી ત્યાં રૂશિયાની સત્તા સ્થાપવા શક્તિવાન થયો હતો. એ ફત્તેહથી ઉશ્કેરાઈ તે સમરકંદ તરફ આગળ વધ્યો પણ ત્યાં તેની જય થઇ નહીં. બોખારાનાં ઘોડે સવાર લશ્કરે એનાં પાયદળ લશ્કરને મારી હઠાડી વીખરી નાખ્યું, અને તે પછી તરત એને સરદારી છોડાવી પાછો બોલાવી લીધો. ત્યારબાદ સેંટપિટર્સબર્ગ ખાતે લશ્કરી ખાતામાં રૂશિયન સરકારની નોકરી બજાવી તેણે તેઓની ચાકરી છોડી, અને રૂસકીમર નામનાં એક વર્ત્તમાનપત્રનો તે અધિપતિ થયો. એ પત્ર સ્લાવ લોકોનું ઘણું મોટું હિમાયતી ગણાતું હતું. એ પત્ર ઉપરથી સરવિયાની સરકારસાથ એનો સંબંધ પડયો, અને આ વખતે સરવિયાના લશ્કરની સરદારી એને મળી. એ સરદાર આ પાસેના ચિત્રમાં ખારાજયોછે. એણે સરવિયાની જમીન ઉપર પગ મુકતાંજ રૂશિયા મધેની સ્લાવ ટોળાને મદદ કરવા ઉભી થયલી સભા તરફથી પાંચ લાખ રૂપિયા સરવિયાની સરકાર આગળ રજુ કીધા. આ વખતે સરવિયન લશ્કરનું મુખ્ય મથક તેની દક્ષિણ સરહદપાસ આલિકસીનાટઝ આગળ હતું. એ મથક નીશ્ચ જે બલગેરિયામાં આવેલુંછે અને જયાં ટરકીનું લશ્કર જમાવ થતું હતું તેથી દુર ન હતું. નીશ્ચ એવું સગવડ ભરેલું મથક છે કે જયાંથી થ્રેસ, બલગેરિયા અને સરવિયા એ ત્રણે વચ્ચે સારો વેહેવાર રાખી શકાયછે. એટલામાટે લશ્કરી કળા કૌશલ્યનો મનપતીજ ઉપયોગ કરતાં એ જગ્યા ઘણી અગત્યની ગણાયછે. એ ઠેકાણે મજબુત કિલ્લેબંદી ઉપર મોટાં બળની ભારી તોપો ગોઠવેલી હોયછે. આ જગ્યા છોડી આગળ વધવાની સરવિયાના લશ્કરે આ લડાઇમાં હુલડાઇ કીધી. તેની સંખ્યા ચાલીસથી પચાસ હજારની હતી, પણ તે સઘળા વગર કવાયદ પામેલા સીપાઇઓ હતા. કવાયદતો ફકત ચાર હજાર માણસોમાંજ જોવામાં આવતી હતી. ચડાઇ કરી આવતું આ સરવિયન લશ્કર મોરાવા નદી પસાર કરી જઈ બે ભાગોમાં વેહેંચાઈ ગયું, અને ટરકોના લશ્કરની

નજર ચુકાવી આ પાસેના ચિત્રમાં જણાયછે તેમ નીશ્ચની બંને બાજુના પહાડો ઉપરથી પસાર થઈ જઇ પેલી તરફ ખીણમાં ઉતરી પડ્યું. એનો એક ભાગ ડાબી તરફ આક્યાલાનકા આગળ આવ્યો, અને બીજો ભાગ જમની તરફ મીરામોર આગળ જઇ પોહોંચ્યો. ટરકીના લશ્કરના સરદારે પોતાની આગલથી સરવિયાના લશ્કરને પસાર થઈ જવા દીધું તેથી ટરકીની સરકારે તેને મોટો ઠપકો આપી કાન્સટાનટીનોપલથી અબ્દુલ કરીમ પાશાને તેની જગ્યાએ મોકલ્યો. એ નવો પાશા તરત સરવિયનોની પાછળ લાગ્યો, અને તેઓને બે ત્રણ વખત હરાવી તેઓના દેશ તરફ પાછા હઠી જવાની તેઓને ફરજ પાડી તારીખ ૩૧મી જુલાઇએ મજબુત જથો ચલાવી ટરક લશ્કરે જબરીથી સરવિયામાં પોતાનો માર્ગ કર્યો, અને તારીખ ૫મી આગસ્ટે સરવિયનોને તેઓનાં કુજાસેવાટઝના મથક આગળથી હાંકી કહાડી હજુ વધારે અંદર તેઓના દેશમાં હઠાવ્યા. હસન પાશાના લશ્કરની એક હારે થટરનીટ



## સરવિયન લશ્કરી શિપાઈઓ.

ઝાની ખીણ અને તારીખ ૬થી આગસ્ટે ગાલજાનનું ગામડું હાથ કરી લીધું, અને તેમ થવાથી સરવિયનોને પોતાના દેશમાં વધારે હઠી જવું પડ્યું. તારીખ ૧૮મી આગસ્ટે પ્રિન્સ મિલાન પાછો બેલગ્રેદ જઈ પોહોંચ્યો અને ત્યાં પરધાનોની સભા ભરી એવું નક્કી કીધું કે અંતની ઘડી સુધી લડાઈ જારી રાખવી. વખત જતે ટરક લશ્કરતો આગળ વધતું ગયું, અને સરવિયનોને પાછળ વધારે અને વધારે હટાવતું ગયું, અને તે એટલાંસુધી કે, ટરક લશ્કર સરવિયનોના મુખ્ય મથક આલિકસીનાટઝસુધી આવી લાગ્યું. આ વખતે પ્રિન્સ મિલાન ગભરાટમાં પડયો, અને તેણે બીજાં રાજ્યોને વચ્ચે નાખી સલાહ કરવા ચાહયું. એટલામાંતો આલિકસીનાટઝ આગળ સરવિયનો ટરકોને હાથે માર ખાઇ સઘળી તરફ વીખરાઇને નાહાઠા. આ ઉપરથી સાફ જાહેર થાયછે કે સરવિયનો



જાવાલારના પહાડ ઊપરથી સરવિયન લશ્કર ઊતરેછે.

લડાયક શિપાઇ તરીકે સારા નિવડયા નહીં, અને રૂશિયાના વાલનટીઅર શિપાઇઓની મદદ જો તેઓને મળી ન હતે તો ટરકીની ફોજ સામે તેઓ ટકી શકતે નહી. રૂશિયા પેહેલાં તો સરવિયાની સામે થોડાં માણસો મોકલતું ગયું, પણ રફતે રફતે તેની સંખ્યા એટલી વધવા લાગી કે, પ્રિન્સ મિલાન તેથી ખુશી થવા છતાં સરવિયનો અદેખા થયા, કારણ રૂશિયનો મિત્ર તરીકે નહીં, પણ ચઢાઇ કરી આવનાર તરીકે સરવિયનો સાથ વર્ત્તતા હતા. વળી સરવિયનો ઘણી પ્રકારે હીચકારા તથા વગર કામના જણાવાથી રૂશિયનો તેઓ તરફ ધિક્કારથી જોતા હતા. સરવિયનો એટલા નબળા હતા કે, ઉશ્કેરવાથીજ ફરજના મારેલા લડતા અને તોપ તથા બંદુકના મારા સામે જરા પણ ન ટકી રહેતાં પોતાની બંદુકો વગર નેમે જેમ તેમ ફોડી દઈ અકરાઈ ઘભરાઈ ચોતરફ નાસતા, અને પોતાના સરદારોને હરીફના પંજામાં છોડી જતા.

## સરવિયનોની સંકડાસ ભરેલી હાલત.

જે દહાડે સરવિયનો એ આલિકસીનાટ્ઝ આગળ ટરક શિપાઇઓને હાથે મજબુત હાર ખાધી તેજ દહાડે ઇંગરેજ સરકારે એવી દરખાસ્ત કીધી કે, બંને હરીફો વચ્ચે એક મહિનાની મેહેતલના કોલકરારો થવા જોઇયે. આ દરખાસ્ત પ્રમાણે ચાલવા ટરકીની સરકારે સાફ ના



પ્રિન્સ મિલાનને સરવિયા અને બોસનિયાના રાજા તરીકે નેમેછે.

પાડી, તે છતાં તેણે કેટલીક સરતોએ સલાહ કરવા ઇચ્છયું. એ સરતો એવી હતી કે શાહાજાદા મિલાને કાન્સટાન્ટીનોપલ આવી ટરકીના સુલતાનને પોતાના મુરબ્બી તરીકે માન આપવું, ચાર સરવિયન કીલ્લાઓમાં ટરકોનું પાશબાની કરનારૂં લશ્કર રાખવું, સરવિયાના લશ્કરની સંખ્યા દશ હજાર સુધીનીજ રાખવી અને તેટલાં લશ્કર, સાથ તોપ ખાતાની ફકત બેજ બાતરી ઊભી રાખવી, જે જે કિલ્લાઓ નવા ઉભા કરેલા હોય તે તારાજ કરવા, લડાઇમાં ઉતરવાથી ટરકીને જે ખરચ થયોછે તે સરવિયાએ ભરી આપવો યાતો તેના બદલામાં ખંડણી આપવાની કબુલાત કરવી, અને એ સર્વે ઉપરાંત સરવિયાના રાજ્યમાં ટરકીને ઊપયોગનો આગગાડીનો રસ્તો બાંધવા દેવો. આ સઘળી સરતો સરવિયાથી કબુલ ન રાખી શકાય એવી યુરોપના રાજ્યવાળાઓને લાગી. આ સઘ-

બો સરતો પાર ન પડતાં ટરકીએ તારીખી ૧૯મી સપ્ટેંબરથી તારીખ ૨૫મી સપ્ટેંબરસુધી લડાઇ બંધ રાખવા કબુલ કીધું.

આ રીતે એક તરફથી સરવિયા ટરકીને હાથે ખાધેલો હારથી લગભગ નાચાર અને નબળું થઈ પડયું હતું, અને બીજી તરફથી મોનટીનિગ્રોનો બાહાદુર શાહાજાદો નીકોલસ, જુલાઈના છેલા અને આગસ્ટના પેહેલા દહાડાઓ ઊપર ટરકીનાં લશ્કરના સરદાર મુખ્તિયાર પાશા ઊપર વખાણવા જોગ ફત્તેહ મેળવતો હતો; પણ તેની જયથી સરવિયનોની ક્ષયનું વાળણ થઈ શકતું ન હતું. સરવિયાનો શાહજાદો મિલાન પોતાની હારથી બીજાઓની નજરમાં હલકો પડી ચુકો હતો તેમાં વળી તેણે એક બેવકુફી ભરેલું કામ કરી પોતાની પુરતી હાંસી કરાવી. દેલગ્રેદ આગળ આ પાસેના ચિત્રમાં બતાવ્યુંછે તેમ તેણે પોતાને બોસનિયા અને સરવિયાનો રાજા જાહેરાંત ઠરાવવામાં કશી અડચણ લીધી નહીં. આ વખતે લોકોની ઊલટ, હરખ અને પ્રિન્સ મિલાન તથા તેની રાણી અને તેઓનાં નાહાનાં બાળક તરફ દિલસોજીનો કશો પાર ન હતો; પણ જે પગલું ફત્તેહની પુર ખુમારીમાં ભરવું છાજતું હતું તે પ્રિન્સ મિલાને પોતાના દેશની ભારી હારમાં લેવા દીધું, માટે તેની ચાલ ડહાપણ ભરેલી ગણાઇ નહીં. થોડા વખતમાં શાહજાદા મિલાનને જણાઇ આવ્યું કે, યુરોપના બીજા રાજયવાળાઓએ આ તેની ચાલ તદન પસંદ કીધી નહીં.

આ વેળા કોઇ પણ રીતે વચ્ચે પડી આ નાહાની લડાઇનો અંત આણવા ઇંગ્લાંડ ઘણું ઇંનતેજારહતું, કારણ તેને લાગતું હતું કે એ ઉપરથી મોટું ભડકું સળગી ઉઠી પુર્વ તરફનો સવાલ નક્કી કરવાની વાત વચ્ચે આવી ઉભી રેહેશે. તારીખ બીજી સપ્ટેંબર સુધી લડાઇ બંધ રાખવાની ઇચ્છા ટરકીની સરકારે જણાવી, પણ પ્રિન્સ મિલાન રૂશિયાની શીખવણી ઊપર ચાલી તે ના પાડી કહેવા લાગ્યો કે, રીત અને કાયદા સર લડાઇ બંધ કરી સલાહ સંપજ કરવાના કોલકરાર થાય નહીં તયાં સુધી તે વધારે મેહેતલ કબુલ રાખી શકતો નથી. એ ઉપરથી તારીખ ૨૫ મી સપ્ટેંબર પછી પાછી લડાઇ શરૂ થઈ, રૂશિયાથી સરવિયનોની મદદે હજારો માણસો આવતાં ગયાં, અને તેઓની કુમક ઉપર સરવિયનો વધારે હઠીલાઈથી લડાઇ ચલાવવા લાગ્યા. આલિકસીનાટઝ આગળ તારીખ ૨૬મો સપ્ટેંબરથી તારીખ ૨૯મી સુધી ખુન ભરેલી લડાઇ ચાલી. એ વખતે સરવિયનો, મોનટીનિગ્રનો અને રૂશિયનો એ ત્રણે એ સાથ મળી ટરકોની ઊપર હુમલો કીધો જેનો ત્રાસદાયક દેખાવ આ પાસેના ચિત્ર ઊપરથી જણાયછે. આ હુમલામાં બંને બાજુવાલાઓનો મોટો નાશ થયો હતો, અને એમાં રૂશિયનોના સાઠ અમલદારો માર્યા ગયા હતા. સરવિયનોને પોતાના દેશના ગીચ જંગલના આસરા તથા રૂશિયનોની મદદ છતાં ટરક લશ્કર સાથ લડવું ઘણું બિકટ થઇ લાગ્યું. ટરક લશ્કરતો ફત્તેહો ઉપરફત્તેહ મેળવતુંજ ગયું, અને તારીખ ૨૩મી અકટોબરે તેઓએ જુનીસનું મથક હાથ કીધું તેથી સરવિયનો ચોતરફ ભયનાં મારેલા વીખરાઇ ગયા. તારીખ ૩૧મી અકટોબરે આલિકસીનાટઝ ટરકોને હાથ ચહડયું અને તારીખ ૧લી નવેમબરે દેલીગ્રાંદના તેઓ ધણી થયા. આથી સરવિયાના પાયતખ્ત શેહેર બેલગ્રેદ ઉપર ચહઢી જવાનો માર્ગ ટરકોને માટે તદન ખોલ્લો થયો, અને આખું સરવિયા ટરકોનાં બળસામે સર નમાવી ઊભું રહેવાની હાલતમાં આવી પડયું.

## ટરકીના સુલતાનની ફેરબદલી.

લડાઈનાં મેદાનમાં એ બંને હરીફો હારજીતની હાલતમાં આવી રહયા હતા તેટલાં કાન્સટાન્ટીનોપલમાં વળી નવા ફેરફારોએ દેખાવ દીધો. અબદુલ અઝીઝને ગાદી ઊપરથી ઊઠાડી મુકી સુલતાન મુરાદને બેસાડયો હતો તે તનદરોસ્તીમાં ઘણો નબળો હતો, અને તને નબળો હોવાથી તેના મન ઉપર પણ નાકોતીની અસર થઈ હતી. મગજની ખરાબ હાલતને લીધે તે સુલતાન તરીકે રાજય દરબારનાં કામકાજો ચલાવવા અશકત થઇ ગયો, અને તે ઉપરાંત તેના ગાદી ઉપર આવવા પછી કાન્શટાન્ટીનોપલમાં તેમજ લડાઇના મેદાનમાં ગભરાટ ભરેલા બનાવો બનવાથી તેનું મગજ વધારે ખરાબ હાલતમાં આવી પડયું. ગભરાટ અને ગમીમાં તે દારૂ પીવા લાગ્યો, અને તેનું પ્રમાણ વધવાથી તેની શકિતઓ મંદ થવા લાગી. આવા અવતારમાં તે દહાડાના દહાડા ગંભીરપણે એકલો બેસી રહેતો હતો. તેના કાકા અબદુલ અઝીઝને તેને માટે ટરકીના તખ્ત ઉપરથી ઉઠાડી મુકયો અને તેથી તે આપઘાત કરી મરણ પામ્યો, માટે તેના મોતનો દોશ પોતાની ગરદન ઉપર લાગુ પડેછે એવું માની મુરાદ ઘણો ગભરાતો અને સઘળો વખત ભયમાં કહાડતો હતો, અને એવી ધાસ્તી રાખી તેની અસરથી તે કોઇ કોઈવાર એવા બરાડા અને ચીચારી પાડતો કે, જેથી આખો મેહેલ ગાજી રહેતો હતો. રફતે રફતે તેની અવસ્થા એવી માઠી થવા લાગી કે, તેની જગાએ તેના ભાઇ અબદુલ આમદને તરકીનો સુલતાન નેમવાની પરધાનોને ફરજ પડી. અબદુલ આમદની ઉમર આ વેળા ચોતરીસ વરસની હતી; એની તનદરોસ્તી ઘણી સારી હવી, અને એની ખ્રિસ્તીઓ ઉપર વધારે સારી મમતા હવી.



સરવિયનો ટરક લશકરની છાવણી ઊપર હુમલો કરેછે.

## ઈંગલાંડના લોકોની ટરકીની સામે વળણ.

એક તરફ કાન્સટાન્ટીનોપલમાં આ મોટો ફેરફાર થયો અને બીજી તરફ ઈંગલાંડમાં લોકોના વિચારોમાં પણ ન ધારેલો ફેરફાર જાહેરાત દીસવા લાગ્યો. આ વખતે ઈંગલાંડનાં લોકો ટરકી સામે અતિઘણાં ઉશ્કેરાઈ ગયાં હતાં. ટરકીના રાજ્યમાં વસતા ખ્રિસ્તીઓને હજારોની સંખ્યામાં ત્યાંના મુસલમાનો વગર દયાએ અને જરા પણ આંચકો વિના બેધડક કાપી નાખેછે એવા સહરાવેલા હેવાલો ડેલી ન્યુઝવાળા તથા બીજા ટરકીના વેરીઓ તરફથી બાહેર પડતા તે વાંચી તથા સાંભળી ઈંગલાંડનાં લોકો એટલાં તપી ગયાં હતાં કે, ટરકીની સરકાર અને તેની જુલમાત પામેલો રૈયતની વચ્ચે પડવા તેઓ ઈંગલાંડની સરકારને ફરજ પાડવા સરખો ગભરાટ કરી રહ્યાં હતાં. આ વખતે સર્વે કોઇ ટરકીની સામે બોલવા મંડ્યું હતું; કોઇપણ ધીરજ, ડહાપણ તથા અકલ વાપરી વાત કરતુંજ ન હતું, અને દૈવયોગે જે કોઈ ટરકીની તરફથી બોલતું તેને હરધુત કરી ધિક્કારી કહાડી ચુપ રાખવામાં આવતું હતું. જેઓ ટરકીની સામે બોલનારા હતા તેઓનો પુરતા લાગવગવાળો અને બળવંત હીમાયતી પેલો મી૦ ગ્લાડસ્ટન હતો. આ બાહોશ રાજદરબારી ઈંગલાંડે ક્રિમિયાની લડાઇમાં રૂશિયાની સામે ભાગ લીધો તે વાજબી લીધો તથા ઇ. સ. ૧૮૫૬ માં પારિસના જે કોલકરારો થયા તે રૂશિયાની આપખુદ ચાલ અટકાવવા સારૂ વાજબી થયા એવું તરફનું મત આપી પાછળથી ઇ. સ. ૧૮૭૦માં એકાએક સુકાન ફેરવી બેઠો અને ફ્રાન્સ અને જર્મનીની લડાઇની વખતે રૂશિયાએ અંદાઇથી જે રાજનીતિ બતાવવા માંડી તેને તે ટેકો આપવા મંડી ગયો. ઇ. સ. ૧૮૭૧ માં કેટલાંક એવાં રાજદરબારી કામકાજો યુરોપમાં થયાં કે જેમાં કાળા સમુદ્રનું અલગપણું કહાડી નાખવામાં આવ્યું તથા ક્રિમિયાની લડાઇથી નિપજેલાં પરિણામોના સખતપણાને નરમ કરવામાં આવ્યું. કાળા સમુદ્રનું અલગપણું શું તે આ પ્રસંગે જાણી લેવું જરૂરનું છે. ક્રિમિયાની લડાઈ પછી ઇ. સ. ૧૮૫૬માં પારિસના જે કોલકરારો થયા તેમાં એક સરત એવી હતી કે; કાળો સમુદ્ર અને તેનાં બંદરો દરએક પ્રજાના વેપારી વાહાણોને માટે ખોલાં મુકવાં, પણ રૂશિયા અને ટરકીનાં થોડાંક નાહાનાં લડાઇનાં બારકસો શિવાય બીજી બધી પ્રજાનાં લડાઇનાં કોઇપણ બારકસને આવવા દેવું નહીં. એ સરતને કાળા સમુદ્રનું અલગપણું એવે નામે ઓળખવામાં આવતી હતી. એ ઉપરાંત ટરકી અને રૂશિયાએ યુરોપના બીજા રાજ્યવાળાઓ સાથ એવી કબુલાત કરી હતી કે, તે બે રાજ્યોએ કાળા સમુદ્રના કિનારા ઉપર કોઇપણ ઠેકાણે દરીઆઇ કાફલાને યા જમીન ઉપરનાં લશ્કરને લગતું હથિયારખાનું યા વાહાણો બાંધવાનું મકાન ઉભું કરવું નહીં. આ સરત ટરકીએ કાંઇ પણ હરકત ન નાખવે કબુલ રાખી પણ રૂશિયાને તે પસંદ પડતી થઈ ન હતી. એ ઉપરથી ઇ.સ ૧૮૭૦માં રૂશિયાએ બાહાનું શોધ્યું. અને પ્રિન્સ ગોર્સચેકાફે ઇંગલાંડની દરબારમાં રહેલા રૂશિયન એલચી બેરન બ્રુનોને એક દસ્તાવેજની મારફતે જણાવ્યું કે, રૂશિયાને નુકસાન થાય એવી રીતે ઈ. સ. ૧૮૫૬ ના પારિસવાળા કોલકરારો તોડવામાં આવ્યાછે. એ દસ્તાવેજ તારીખ ૨૦મી અકટોબરે બેરન બ્રુનોને મળ્યો અને તે ઇંગરેજ સરકારને નવમી નવેમબરે જાહેર કરવામાં આવ્યો. તારીખ ૩૧મી અકટોબરે એક સરક્યુલર કહાડી યુરોપના સઘળા રાજ્યવાળાઓને રૂશિયાની સરકારે જાહેર કીધું કે, કાળા સમુદ્ર અને તેની આસપાસનાં બંદરોનો બચાવ કરવાની સઘળી તક રૂશિયાના હાથમાંથી છીણવી લેવામાં આવીછે અને ટરકી હદ વિનાની સંખ્યામાં આરકીપેલેગો અને બોસ્ફરસમાં પોતાની મનવારો બાંધતું જાયછે અને તે સાથ વળી ભુમધ્ય સમુદ્રમાં ઇગ્લાંડ તથા ફ્રાન્સ પોતાના દરીઆઈ કાફલા છુટાપણાથી જમાવ કરતાં જાયછે. બીજાઓએ જ્યારે પારિસના કોલકરારોની સરતો તોડીછે ત્યારે રૂશિયાનો ઝાર આલેકઝાંદર તે કોલકરારોની સરતો પાળવા તથા નાહાનાં ચોકસ બારકસોજ કાળા સમુદ્રમાં ફરતાં રાખવાની બોલીથી હવે બંધાતો નથી. તે ઝાર ટરકીના સુલતાનને તેની મરજી માફકનાં લડાયક વહાણો બાંધવાની પુરતી છુટ આપેછે, અને પોતે પણ હવે પુરતી છુટથી એ બાબતમાં આગળ વધશે. આવી રીતનું સરક્યુલર ફેરવી રૂશિયાએ છેડતી શોધી અને તે એવે લાયક વખતે શોધી કે બધી વાતે ફાવી જવાનો સંભવ હતો. આ વખતે ઇગ્લાંડની પરધાન ટોળીમાં વડો મી૦ ગ્લાડસટન હતો, જેની વળાણ રૂશિયાની તરફમાં હતી. ફ્રાન્સ તો જર્મનોથી હાર ખાઈ બેઆબરૂ થઈ નાચાર થઈ પડયું હતું. જર્મની ફ્રાન્સની સાથ લડતાં રૂશિયાની કેટલીક મદદ લઈ તેનું આભારી થયું હતું. આસ્ત્રિઆ પોતાના સ્વાર્થ વગરની એવી બાબતમાં વચ્ચે આવી પોતાને બીડામાં નાખવા માગતું ન હતું, અને સર્વ તરફથી ઈંગ્લાંડ એકલું પડી ગયું હતું. રૂશિયાની સરકારે કહાડેલા સરક્યુલર ઉપરથી સઘળા રાજ્યના પ્રતિનિધીઓ લંડન ખાતે સાથે મળ્યા, અને તેઓએ વીચાર કરી કાળા સમુદ્રના અળગપણાની સરત કહાડી નાખી. આવી ધાંધલથી રૂશિયા પોતાનો મતલબ કહાડી ગયું. થોડો વખત ન ગયો એટલે ટરક લોકોની સરહદથી થોડા માઇલને

છેટે સાયોન નદીના મુખ ઉપર પોતાઇના કસબાને રૂશિયનોએ પોતાની દરીઆઈ ફોજ રાખવાનું બંદર બનાવી દીધું. વળી ઓદીસામાં એક કંપની ઉભી થઈ જે વરાળથી ચાલતાં વહાણો બાંધવા લાગી અને તેની સાથ રૂશિયાએ એવી બોલી કીધી કે રૂશિયન સરકારને જ્યારે જોઇયે ત્યારે ગમે એટલાં બારકસો તે તરત પુરાં પાડે. એ વહાણો એવી ગોઠવણથી બંધાવા માંડયા કે તેઓને લોઢાંનું બખતર જડી તેમાં મોટી તોપો તરત ગોઠવી શકાય.

## ટરકી સામે મી૦ ગ્લાડસ્ટનનાં સખત લખાણો તથા ભાશાણો.

રૂશિયા તરફ મી૦ ગ્લાડસ્ટનની કેવી વળાણ હતી તે જણાઈ આવવા પછી ઈ. સ. ૧૮૭૬માં તેણે ટરકી સામે જે સખત લખવા તથા બોલવા માડયું તે અજબ થવા જોગ ન હતું. બલગેરિયામાં ચાલેલી કતલવિશે, લખતાં મી૦ ગ્લાડસ્ટને એવી કરડી ટીકા કીધી કે, જે જે પરગણાંઓ ટરકોએ વેરાન અને હાલહવાલ કરી નાખ્યાં તે તે પરગણાંઓમાંથી તેઓને ગાંસડા પોટલાંસાથ હાંકી કાહાડવા જોઇએ. તેણે લખવા માંડયું કે, જો જે ઢગળાબંધ માણસો ટરકોએ લોકોને કમકમાત ઉપજાવાજોગ રીતે કાપી નાખ્યાં, જે સંખ્યાબંધ પરણેલી સ્ત્રીઓ, અને કુંવારી નારીની પાક દામાન ટરકોએ લુટી, જે ફુલ જેવાં બાળકોનું નિર્દોષપણું ટરકોએ અપવિત્ર કીધું, જે સુધારાને ટરકોએ અપમાન આપી હીનપસતી લગાડી, ખોદાના જે ધારાઓને, અને માણસ જાતના નીતિના વિચારોને ટરકોએ જે મોટી હાણી પોહોંચાડી તે સઘળાંનો નાપસંદ યાદદાસ્તનું પુરતું વાળણ કરવું હોયતો સરસમાં સરસ ઊપાય એજ કે યુરોપમાંથી સઘળા ટરકોને એકદમ સામટા હાંકી કાહાડવા. યુરોપ ખંડનાં સઘળાં બંદીખાનાંઓમાં નજર કરતાં એકપણ ગુનેહગાર એવો ન માલમ પડશે, જંગલીઓનાં ટોળાંમાં શોધ કરતાં માણસનું માંસખાનારો એકપણ એવો કરડીણ જંગલી ન જણાશે કે જે ટરકોના આવા ભયંકર કામો જોઇ ન કમકમશે યા તેઓ વિશે સાંભળી તેનું લોહી ન ઊકળી આવશે. ટરકોએ જે ઘાતકી કરમો કીધાંછે તે આપણે તપાસ્યાંછે પણ તેનું જોઈતું વેર કોઇએ લીધું નથી. એ કરતૂ । એવાં ખગાબછે કે તે થઇ ગયાંછે તે છતાં તેની અસર પાછળ રહી ગઇછે. જે બુરામાં બુરા હવસો એવાં કરમો કરાવનારા હતા તે હવસોથીજ ટરકી દેશની જમીન લોકોના નિર્દોષ લોહીથી રંગીન થઈ રહીછે. એજ હવસોને લીધે જે જમીન અપવિત્ર અને પાપી થઇ રહીછે તેમાંથી વખત જતે એવાંજ કાળાં કરતુકો પાછાં ફુટી નિકળશે. આવા ગુનાહો માણસ જાતના એક ભાગે કીધા એ જન્મસુધી તેના ઊપર બદનામીનો ડાઘ લગાડવા જેવું થયુંછે, અને એવાંજ કરતૂકો પાછાં કરાવાસારૂં દરવાજા ખોલા રાખવા દેવા એ આખી માણસની જાતને હોણું લગાડનારછે. દુનિયાની આખી તવારીખના પાના ઉઠલાવેઃ પણ આવાં દુષ્ટ કામોનો દાખલો જડશે નહીં. પ્રજાઓની તવારીખ ઉપર નજર ફેંકો પણ કોઇપણ સરકાર આવા ગુનાહ કરવા પછી તેનો પસતાવો કરવા હઠીલી, સુધારો અને વધારો કરવા આવી નાલાયક અને કોઇપણ કાણું કરતુક કરવા આવી નીર્લજ્જ જણાશે નહીં." ગ્લાડસટન જેવાએ આવું સખત લખાણ કીધું એટલે તેથી લોકો ઉપર કેવી માઠી અસર થાય એ વિચારવું ઘણું સેહેલ છે. પણ ગ્લાડસટનનાં આ ગમે એવાં અસરકારક લખાણ છતાં તે કેવું સહરાવેલું, કેવું અણઘટતું અને કેવું એક તરફી હતું તે સાફ જણાઇ આવતું હતું. મુસલમાન અને ખ્રિસ્તીઓ વચ્ચે આ સંતાપ ભરેલા ઝઘડાનું બી રોપનાર રૂશિયા છે એવું તેના લખાણમાં કોઇપણ જગ્યાએ જણાતું જ ન હતું. બલગેરિયામાં જે કતલ ચાલી તેનું પેહેલું કારણ આપનાર ખ્રિસ્તીઓ હતા એવું જણાવવાના ગ્લાડસટન અખાડાજ કરી ગયો હતો. આવું એક તરફી લખાણ કરતાં એકતરફી ખબરો ઊપર તદન વિશ્વાસ મુકી દેતો ગ્લાડસટન જણાયછે. એમાં કેટલી સહરાગાહત છે તે એ જોઇ શકયો નથી. વળી તે એટલુંબી જોઇ શકયો નથી કે ટરકીના ખ્રિસ્તિઓને ટરકીના અમલમાંથી કહાડી સ્વતંત્ર બનાવતાં તેઓ રૂશિયાના આધારે પડી વધારે ગુલામ થવાના. એ સખસ એટલું જોતો નથી કે કોઇપણ દેશના માહેલા કારોબર વચ્ચે પડવાનો ઈંગલાંડને કસો હક નથી તથા પારિસના કોલકરારોમાંની એક પણ કલમ એવો કોઇ હક આપતી નથી. ક્રિમિયાની લડાઈની વખતે ઈંગલાંડ, ફ્રાન્સ અને ઇટલીએ ટરકીને રૂશિયાની સામે મદદ કીધી તે નહીં કે પોતાનો મોહોબત યા ઉદાર દિલ બતાવવા ખાતર; પણ પોતપોતાના ખાનગી લાભો જાળવવા ખાતર, અને તે મદદ તેઓએ તે વખતે આપી તે ઊપર ભાર મુકીએ રાજયો હાલ એવું કદી કહી નહીં શકશે કે ટરકીના માહેલા કારોબાર વચ્ચે હાથ ઘાલવાની તેઓને સત્તા મળી ચુકીછે. એ રાજયો જેમ ટરકીના રાજ્યથી થતી કસુર યા ખરાબીને માટે જોખમદાર નથી તેમ તે કસુર કહાડી નાખવા તથા ખરાબીનો ઉપાય કરવા કશી રીતે બંધાયલાં નથી. ગ્લાડસટન ખરાં ઝનુનમાં આવી આવું કરડું લખાણ ટરકીની સામે કરેછે તો રૂશિયાએ પોલાંડ, સરકેશિયા અને દુનિયાના બીજા ભાગો ઊપર જે ઘાતકીમાં ઘાતકી ચાલ ચલાવીછે તે જોવા તે પોતાની આંખ કેમ મીચેછે. જો ટરકીના અંધેર

કારોબારને લીધે તેની વચ્ચે જવાની બીજા રાજ્યવાળાઓની ફરજ હોયતો રૂશિયાના જુલમાત ભરેલા કારોબાર વચ્ચે જઈ સુધારો કરવાની તથા ચાંપતા ઉપાયો લેવાની શું બીજા રાજ્યવાળાઓની ફરજ નથી? રૂશિયાની સત્તા હેઠળના મુલકોમાં એવી એવી ખુનરેજી, એવા એવા મોટા જુલમ, અને એવું ધિકકારવા જોગ ઘાતકીપણું ચાલતું આવ્યુંછે કે, તેવી દુઃખ ઉપજાવા જેવી હાલત આજ કેટલાંક વરસ થયાં ટરકીની સત્તાના



**લાર્ડ બીકન્સફીલ્ડ એલ્સબરી ખાતે ખાણાની મેજ ઊપર ભાશણ કરેછે.**

રાજયોની જણાઈજ નથી. હવે ત્યારે સર્વ કોઈ એક અવાજે ટરકોને ધિક્કારવા મંડી ગયાછે તે નહીં કે તેઓ પાપી છે તેથી પણ તેઓ મુસલમાનોછે તેને લીધે.

## ટરકીના મામલા ઊપર ઈંગ્લાંડના પરધાનોનું મત.

જો કે આ વખતે ઈંગ્લાંડની આમની સભા બંધ થઈ હતી તોપણ કોઈ કોઈ જગ્યાએ પરધાન ટોળીના વડાઓ ટરકીના મામલા સંબંધી પોતાના વિચારો જણાવતા હતા. તારીખ ૨૦ મી સપ્ટેંબરે પરધાન ટોળીના વડા લાર્ડ બીકન્સફીલ્ડે આ પાસેના ચિત્રમાં દેખાયછે તેમ એલ્સબરી ખાતે એક ખાણા ઉપર ભાશણ કરતાં કબુલ કીધું કે, ઈંગ્રેજ સરકારની રાજનીતિ લોકોને પસંદ પડતી નથી, પણ તે છતાં તે રાજનીતિને લોકો તરફથી ટેકો મળવો જોઈયે, અને તે ટેકો કાં મળવો જોઈયે તેના તેણે કારણો બતાવ્યાં હતાં. સરવિયનોએ એ બળવંત રા-

જયોને અરસપરસના કબજામાંરાખનાર ધારાની, જાહેર-નીતિની અને આબરૂની દરકાર ન કરતાં પોતાનાં વડાં રાજ્ય ટરકીની સામે લડાઈ ચલાવી તેથા તેઓની અણઘટતી ચાલને તેણે કઠણ બોલોમાં ધિક્કારી કહાડી. આવી સરવિયનોની ચાલ યુરોપ મધે જે છુપી મંડળીઓછે અને જેઓ ટરકીની સામે લડાઈ ઉઠાવવા ટરકીની ખ્રિસ્તી રૈયતને હમેશાં ઊશ્કેરતી રહેછે તેઓના કારસતાનોનું મુળ છે એવું તેણે જણાવ્યું. એ સાથ તેણે તે છુપી મંડળીઓ ઊપર ઘણા સખ્ત ટીકા કીધા. તેણે ગુસ્સાથી જાહેર કીધુંકે, એવી મંડળીઓ મોટાં રાજયોની અરસ પરસની ગોઠવણો ઊંધી વાળવા, મોટાં રાજયોને એક બીજાં સાથ યા તેઓની રૈયત સાથ અથડાઅથડી કરાવવા, ભયંકર ખુન અને કમકમાત ભરેલી કતલો ચલાવવા લોકોને ઊશ્કેરી આપવા પુરતી રીતે સામર્થવાન છે. યુરોપ તથા અમેરિકા મળી એવી છુપી મંડળીઓમાં સીતેર લાખ માણસો સુધી ભાગ લેનારાછે. એ ઉપરથી જ સાફ જણાયછે કે તેઓની સતા ઘણી મોટી હોવી જોઇયે. એવીજ મંડળીઓની હિમાયતમાં ઈ. સ. ૧૮૭૦ ના સાલમાં પારિસના કમયુનોએ મોટું તોફાન ઉઠાવ્યું હતું, અને એ સ્વર્ગ જેવાં શેહેરનો લગભગ નાશ આણી મેલ્યો હતો.

લાર્ડ ડરબીએ પણ પોતાના એક ભાશણમાં એવા વિચારો જણાવ્યા કે, ટરકીના રાજયની સરહદમાં રૂમાનિયા, સરવિયા અને ક્રિટમાં જેવા ફેરફારો થયા તેવા ફેરફારો વળી બીજા પ્રાંતોમાં કરવા યોગ્ય છે એમ કહીયે તો ઘટતું કહેવાય , પણ ટરકોને ગાંસડા પોટલાં સાથે ટરકીમાંથી હાંકી કહાડવા એ જેવું ધાસતી ભરેલું પગલું બીજું કોઇ નથી ; કારણ એવું પગલું ભરવા જતાં ધર્મ સંબંધી એક ખુનખાર લડાઇ ઊભી થશે, અને તે લડાઇમાં એવાં ક્રૂર કામો થશે કે તેનું પ્રમાણ હાલના ઘાતકીપણાના પ્રમાણ કરતાં વધારે અને અતિઘણું વધારે ગણાશે. આવા લાર્ડ ડરબીના વિચાર ગ્લાડસટન અને તેની ટોળીવાળાઓના મતને ડાબી નાખવા સરખા હતા, પણ એવા વિચાર જણાવતાં લાર્ડ ડરબીએ પોતા તરફથી કેટલીક નબળાઇ પણ જણાવી, અને તેમ કરી પોતાની સામે બોલાવાનું હરીફોના હાથમાં એક હથિયાર આપ્યું. તેણે કાન્સટાનટીનોપલ ખાતેના ઇંગ્રેજી એલચીને લખી વાલ્યુંકે, મહારાણી અને તે નામદારની સરકારને નામે તેણે ટરકીના સુલતાનને જણાવવું કે, ટરકીની ખ્રિસ્તી રૈયત ઉપર જે ગેરઈનસાફ ગુજર્યોછે તેઓને ઇનસાફ આપવો, તેઓનાં નાશ પામેલાં ઘરો અને દેવળો બાંધવાનું શરૂ કરવું, ઊન તથા બીજાં ઉદ્યોગી ખાતાંઓને મદદ આપવી, જેઓ ગરીબ હાલતમાં આવી ગયાંછે તેઓના છુટકારાના ચાંપતા ઊપાય લેવા, અને બાટક ગામડાની એંસી ઓરતોને લઈ જઈ કોઇ ઠેકાણે રાખીછે તેઓને શોધી કાહાડી પાછી તેઓનાં કુટુંબને સ્વાધીન કરવી. એ ઊપરાંત જેઓએ કતલ ચલાવવામાં ભાગ લીધોછે અથવા કતલ થતી જોઈ તેના અખાડા કીધાછે તેઓને લાયક સજાએ પોહોંચાડી તેઓનો દાખલો બીજાઓને દેખાડવો. વળી જે અમલદારોને તેઓના ખરાબ ચાલને માટે સજા કરવાને બદલે સામા નવાજયાછે તેઓને પડવીએથી ઉતારી પાડી, સજા કરી, લોકોમાં વિશ્વાસ બેસાડવો. હવે પછી એકદમ સમાધાની ભરેલી હાલત લાવવા આફતમાં આવી પડેલાં પરગણાંઓમાં એક કમીશનર નેમવો. એ કમીશનર જો ખ્રિસ્તી ન હોય તો તેના મદદગાર ખ્રિસ્તીઓ નેમવા જેથી ખ્રિસ્તી રૈયતમાં પાછો ઇતિબાર આવે.

આ સઘળું ટરકોના સંબંધમાં કહેવું તદન વાજબી છે, પણ તે કહેવાનું એક શિક્ષક તરીકે લાર્ડ ડરબીએ ડોળ ઘાલ્યું એ તેણે રાજદરબારી સંબંધો તરફ જોતાં ડહાપણભરેલું કીધેલું ન ગણાય. જાણે ટરકીનો સુલતાન ઇંગ્રેજ સરકારના કોઇ તાબાના મુલક યા સંસ્થાનનો સુબો હોય તેમ તેને લાર્ડ ડરબીએ આ બોધ આપ્યો ; પણ લાર્ડ ડરબીએ તેમ કરવા આગમજ વિચાર કરવાનો હતો કે, જેમ રૂશિયાના શાહને તેનાં ખરાબ કામો સારૂ ઠપકો આપવાનો તેને હક નથી તેમજ ટરકીના સુલતાનના સંબંધમાં પણ તે તેવો કશો હક ધરાવતો નથી. આવી ચાલ ચલાવીને લાર્ડ ડરબીએ એક રીતે જોતાં રૂશિયાને સામું ઉત્તેજન આપ્યું. ટરકીના માહેલા કારોબાર વચ્ચે આવવા સારૂ તો રૂશિયા તલપીજ રહયું હતું, અને તેને એવી તેની મતલબમાં નાસીપાસ કરવાને બદલે લાર્ડ ડરબીએ આવી ચાલ ચલાવી તેને સામો ટેકો આપ્યો. જો એવું હોય કે ટરકીની સરકારને તેના કારોબાર સંબંધી લંડનથી હોકમ મળે તો કાં નહીં સેંટ પિટર્સબર્ગથી તેવી જાતનો હોકમ મોકલવા બાહેર આવે. જો લાર્ડ ડરબી ટરકીના રાજ્ય કર્ત્તાઓને તેઓની કસુરને માટે ઠપકો આપે તો કાં નહીં પ્રિન્સ ગાર્સચેકાફ પણ તેવોજ ઠપકો આપવા બાહેર આવે. લાર્ડ ડરબીએ એવી વગર ડહાપણની વર્ત્તણુક ચલાવી કે જેથી આ લડાઈમાં ઉલટથી ઝીપલાવી દેવાનું રૂશિયાને એક મજબુત કારણ મળ્યું.

# પ્રકરણ ૫ મું

ટરકીના સંબંધમાં લાર્ડ ડરબીની રાજ્યનીતિ–ટરકીની સરકારે બીજા રાજ્યવાળાઓને વાળેલો જવાબ–છ અઠવાડીયાંની મેહેતલ–રૂશિયાના ઝારે આપેલો કોલ–લાર્ડ બીકન્સફીલ્ડનું ભાશણ–રૂશિયાના ઝારનું ભાશણ–ઈંગ્લાંડના કેટલાક પરધાનોની ટરકી તરફ વળણ–લાર્ડ ડરબીએ કાનફરંસમાં મુકવા માગેલી દરખાસ્તો.

## ટરકીના સંબંધમાં લાર્ડ ડરબીની રાજ્ય નીતિ.

રૂશિયા કે જે એક બિલાડીની પેઠે ટરકીને પોતાના હાથમાંથી છટકી જતો ઊંદરનો શિકાર સમજી પોતાના દાંત કચકચાવી રહયું હતું, અને કોઇ પણ બાહાને યા કોઈ પણ તકે ટરકી ઉપર દાપું ભરી લેવા તલપી રહયું હતું તેને લાર્ડ ડરબીની ટરકીની તરફ કેટલીક વગર ડહાપણની વર્ત્તણુકથી ઉલટ મળી. એ ઉળટથી તેણે ટરકીના હાથ તળેના રાજયોને છેડી મુકી તેઓના માલિકને નિમકહરામ થવા તથા તેની સામે ફિતુર ઊઠાવવામાં કાંઇપણ રીતની તજવીજ બાકી નહીં રાખી. એ ફિતુરીઓની મારફતે રૂશિયા પોતાની મતલબ કહાડી લેવા શકિતવાન થયું હતે તો તેને બીજાં રાજયો સાથ ટરકી વિશે ખટપટમાં આવવાની કાંઇ ગરજ રહેતે નહીં, પણ ટરકીનાં બળવાખોર બંડયાં રાજયોનાં નાહનાં લશ્કરો ટરકીની સરકારની બળવંત ફોજથી કચડાઇ જવા લાગયાં, અને રૂશિયાની નેમ આડે રસ્તે પાર ન પડી ત્યારે તે પોતાના ખોલલા આકારમાં જાહેર થઇ પોતાની નેમ હાંસલ કરવાના હેતુથી તરેહવાર છેડતીઓ ટરકીના રાજ્યની સાથ શોધવા લાગયું. તારીખ ૨૯મી સપ્ટેંબરે નબળાં થયલાં અને કચડાઇ ગયલાં સરવિયાએ પાછી લડાઇ શરૂ કીધી. એ વખતે કાંઊન્ટ સુવેલોફે રૂશિયાની સરકાર તરફથી લાર્ડ ડરબી આગળ કેટલીક દરખાસ્તો રજુ કીધી, અને તે દરખાસ્તોમાં એવું જણાવ્યું કે, જો સરવિયા સાથની સલાહ કરવાની સરતો ટરકીના પાડતો આસ્ત્રિઅનોએ બોસનિયા તથા રૂશિયનોએ બલગેરિયા પોતાના લશ્કરો સાથ હાથ કરી લેવાં, અને સઘળા રાજ્યવાળાઓના દરીઆઇ કાફલાઓએ સાથે જોડાઇને બાસ્ફરસમાં દાખલ થવું. આતો ટરકીને એક માદું રાજ્ય સમજી તેને કાપી કુપી તેના કટકા કરી તેને ખાઈ જવા જેવી દરખાસ્ત થઈ. પણ એ દરખાસ્તને ઈંગલાંડની સરકારે ટેકો આપ્યો નહીં, અને આસ્ત્રિઆ પણ એ દરખાસ્ત તરફ સારી નજરથી જોવા લાગ્યું નહીં. આ બાબતનો મનપતીજ ફેસલો ન થવાથી રૂશિયા એટલું અધીરૂં થઇ ગયું, કે તેણે સરવિયા અને ટરકી વચ્ચે ચાલતી લડાઈની તરત મેહેતલ માગવાની દરખાસ્ત મુકી, અને તેને માટે એવું જણાવ્યું કે, જેટલો વખત મેહેતલ મળે તેટલો વખત બીજાં રાજયો જે સલાહ સંપજ કરાવવાનો સારો હેતુ રાખેછે તેઓને એ બાબત ઊપર ધીરજથી વિચાર કરવાનો વખત મળે. આ દરખાસ્તને ઈંગલાંડની સરકારે ટેકો આપ્યો, અને લાર્ડ ડરબીએ એવું જણાવ્યું કે, એકદમ ટરકીની સરકાર સલાહ સંપજની સરતો કબુલ ન રાખે તો ઓછામાં ઓછી એક મહિના સુધીની મેહેતલ લેવી. એ સાથ તેણે એવી દરખાસ્ત મુકી કે એ મેહેતલ પુરી થતાંજ યુરોપના રાજ્યવાળાઓની કાનફરંસ ભરવી. આ પોતાનાં વિચાર અને દરખાસ્ત ટરકીના સુલતાનને જણાવવા સારૂ લાર્ડ ડરબીએ સર હેનરી એલીયટને કાન્સટાનટીનોપલ ખાતે લખી વાળ્યું. વળી એ સાથ સુલતાનને એવું પણ કહેવાડયું કે, ઈંગ્લાંડની સરકારના વિચારો સાથ તે એકમળતો ન થશે તો ઈંગ્લાંડની સરકારનો કાન્સટાનટીનોપલ ખાતેનો એલચી તે શેહેર છોડી જશે અને પાછળથી જે ખરાબ પરિણામો નિપજશે તેમાંથી ટરકીને કહાડવા ઈંગ્લાંડ વચ્ચે આવી શકશે નહીં. લાર્ડ ડરબીએ પોતાની નવી રાજ્યનીતિ ધારણ કીધી હતી તે નીતિથી ટરકીને થઇ શકે એવાં નુકશાનનું લાર્ડ ડરબીનું આ બીજું પગલું હતું. તેની કામકાજ કરવાની ધોરણ ઊપરથી તો એવું માલમ પડતું હતું કે તે ટરકીના સુલતાનને જેમ ફરમાવે તેમ તેણે કરવું, અને જો તેમ ન કરે તો જોર જુલમથી પણ તે કરાવવું. ટરકીના સુલતાનની આગળ જે પણ ગોઠવણ મુકવામાં આવે તે તેણે બાહાલ રાખવી નહીં, તો તેના પરિણામો ચાખવા તેણે તૈયાર થવું. આવી લાર્ડ ડરબીની રાજનીતિથી રૂશિયાને ઉલટ મળી. વળી તે સાથ મી૦ ગ્લાડસટન અને ઈંગ્લાંડનાં કેટલાંક વર્તમાન પત્રોએ ટરકીની વિરૂધનું લખવાનું તથા બોલવાનું જારી રાખ્યું કે, જેથી ઈંગલાંડ પણ ટરકીને યુરોપની ભુમી ઉપરથી ઉખાડી નાખવા માગેછે એવું લોકોને લાગ્યા વિના રહે નહીં. ઈંગ્લાંડે કાનફરંસ બાબે જે દરખાસ્ત મુકી તે આસ્ત્રિઆને ઘણી પસંદ આવી નહીં, તો પણ જો કાનફરંસથી જે સારૂં પરિણામ ઉપજાવી કહાડવાનો ઈરાદો રાખવામાં આવ્યો હતો તે પરિણામ જો નિપજાવી શકાય તો તેમાં સામેલ થવા તેણે પોતાની પુરતી ખુશી જણાવી. આ જાતની ખટપટ ચાલતીજ હતી તેટલાં રૂશિયામાહેથી વાલનટીઅર શિપાઈઓ સંખ્યાબંધ

સરવિયામાં આવતા ગયા. રૂમાનિયાનું નાહાનું રાજ્ય ટરકી અને સરવિયા વચ્ચે પડવાથી પોતાનું અલગપણું પોકારતું ગયું અને રૂશિયાના વાલનટીઅરોને પોતાની સરહદમાંથી પસાર થવા દઇ ટરકીની સામે અપરાધ કરતું ગયું. આ વાલનટીઅર શિપાઇઓ વિશેની બાબત અકટોબરની શરૂઆતમાં લાર્ડ ડરબી કાંઉન્ટ સુવેલોફના ધ્યાન ઉપર લાવ્યો અને જણાવ્યું કે, જ્યારે આવી આડકતરી રીતે રૂશિયા સરવિયાને મદદ કરેછે ત્યારે ટરકીના પરધાનોનાં મનમાં ક્રોધ પેદા થશે અને રૂશિયાની હિમાયતી ઉપર મુસતાક બની સરવિયા સલાહ કરતાં હઠીલાઈ બતાવશે. એજ રીતની ફરીઆદ તારીખ ૧૨મી અકટોબરે ટરકીની સરકારે પોતાનાં પાયતખ્ત શેહેરમાં મળેલા બીજાં મોટાં રાજ્યોના પ્રતીનિધિઓ આગળ કીધી. ખરૂ જોતાં તો પડદામાં રહી રૂશિયા ટરકી સાથ લડાઈ ચલાવતું હતું. સરવિયા અને ટરકી વચ્ચે ચાલતી લડાઇવિશે રૂશિયાના લોક દરેક ઠેકાણે અકચાર ચલાવતાં હતાં ગરીબમાં ગરીબ રૂશિયન રેહેવાસી પણ સરવિયનોને મદદના ઉઘરાણામાં નાણાં ભરતો, અને જે વાલનટીઅરો સરવિયા તરફથી લડવા જતા તેઓને આશીર્વાદ દેવામાં આવતા.

## ટરકીની સરકારે બીજા રાજયવાળાઓને વાલેલો જવાબ.

સરવિયા તરફ આ પ્રકારની દિલસોજી રૂશિયાનાં લોક દેખાડતાં હતાં, પણ તેથી ટરકીનાં લોકોનો જુસ્સો ઉશ્કેરાયા વિના રેહેતો ન હતો. પારકા રાજ્યવાળાઓ પોતાની મરજીમાં જેમ આવેછે તેમ ટરકીની સરકાર ઉપર હુકમો ચલાવવા અને તેને ફરમાવવા નિકળેછે એવું જાણી કાન્સટાનટીનોપલનાં લોકો એટલાં તાપી ગયાં કે, તેઓએ શેહેરની દેવાલ ઉપર મોટાં કાગળો ચોટાડી એવી ખબર તે મધે આપી કે, જો પરધાનો પારકા રાજ્યવાળાઓના કહ્યા પ્રમાણે ચાલશે અને ઇસલામીઓના ફરજન્દ અને સ્વતંત્રપણાને અપમાન લગાડવા દેશેતો તેઓને તરત મારી નાખવામાં આવશે. આવા ઉશ્કેરાયલા સમયમાં લોકોએ એવું અનુમાન કીધું કે, જો ટરકીની સરકાર યુરોપના બીજા રાજ્યવાળાઓના ફરમાનને તાબે થશે તો મુસલમાનો ચીડના મારેલા ટરકીના રાજ્યમાં જેટલા ખ્રિસ્તીઓછે તેટલાઓને કતલ કરી નાખશે. લાર્ડ ડરબીએ સપટેંબરમાં બોસનિયા, હરજીગોવીનિયા અને બલગેરિયાના પ્રાંતોને તેઓના મિયુનીસીપાલ ખાતાંથી ચાલતું સ્વતંત્ર રાજ્ય આપવાને જે દરખાસ્ત મુકી, અને જેને યુરોપના બીજા રાજ્યવાળાઓએ ટેકો આપ્યો તે દરખાસ્ત ટરકીના પરધાનોએ કબુલ ન રાખવામાં વાજબી કીધું, કારણ ટરકીના મુસલમાનોના મન આ વેળા ઘણાં ગરમ થઈ ગયાં હતાં તેથી તેઓ ઉપર આ દરખાસ્ત કબુલ રાખવાથી ઘણી માઠી અસર થયા વિના રેહેતે નહીં. આ દરખાસ્ત કબુલ ન રાખતાં તારીખ ૨૭ અકટોબરે ટરકીની સરકારે પોતાની મેળે પોતાના રાજ્યમાં સુધારા કરવાની કબુલાત આપી. એ કબુલાતમાં જણાવેલા સુધારા યુરોપના રાજ્યવાળા જે સુધારા ખ્રિસ્તીઓના લાભમાં કરાવવા માગતા હતા તેનાં કરતાં પણ વધારે લાભકારક હતા. ઇ. સ. ૧૮૭૫ના ડીસેમબર મહિનામાં સુલતાને જે હુકમ નામુ કહાડયું હતું તેની મારફતે ઘણાક સુધારા કરવાની તેણે કબુલાત આપી હતી, પણ તે સુધારા અમલમાં ન આવ્યા તેનું કારણ તે વખતે ટરકીના રાજ્યમાં ચાલતી લડાઈ અને ગભરાટ હતો. ટરકીની સરકારે પોતામાં એક પ્રજા રૂપી સભા ઉભી કરવાને અને તેમાં ખ્રિસ્તીઓ તથા મુસલમાનોને એક સરખી રીતે દાખલ કરવાને અને સઘળા સરખા હકો ટરકીનાં આખાં શેહેનશાહતના લોકોને તે સભાની ખુશીથી મળી શકે એવું ઠરાવ્યું. આ બધા સુધારાઓને સત્તાવાર રીતે તારીખ ૧૨ મી અકટોબરે ટરકીની સરકારે જાહેર કીધા, અને તે વેળા જણાવ્યું કે, એક પ્રજારૂપી સભા અને તેને લગતી એક સેનેટ ઉભી કરવામાં આવશે, અને તે સભામાં જે જે છાપા રૈયત ઉપર નાખવાના ઠરાવો થશે તે પસાર કરવા કે નહીં તે ઉપર રૈયતનાજ ચુંટી કહાડેલા વકીલો મત આપશે. વળી જે રીતે ટરકીના શેહેનશાહતમાં છાપો નખાતો આવ્યોછે તે રીતમાં ફેરફાર કરવામાં આવશે, પરગણાઓમાં અમલ ચલાવવાની જે રીત વાપરવામાં આવેછે તેમાં સુધારો કરવામાં આવશે, પ્રજારૂપી સભામાં બીરાજવાના હકની હદ ઘણી વધારવામાં આવશે, અને બોસનિયા તથા હરઝીગોવીનિયામાં કબુલેલા સુધારા સાથ રૈયતને જે બીજી પ્રકારના લાભો થશે તે લાભો બખશવામાં આવશે. આવી પ્રકારનો જવાબ ટરકીની સરકારે બીજા રાજ્યવાળાઓને આપ્યો.

## ૭ અઠવાડીયાંની મેહેતલ.

એક તરફ આ જાતની ખટપટ ચાલતી હતી અને બીજી તરફ રૂશિયા લડાઈની મેહેતલ મેલવવા પાછળ લાગ્યું હતું. અકટોબર મહિનામાં વળી ફરીથી ટરકીને હાથે માર ખાતું રૂશિયાએ સરવિયાને જોયું તેથી તે એકથી દોઢ મહિનાની મેહેતલ ટરકી પાસે કબુલ કરાવા બાહેર પડયું. આટલી મુદત સલાહની ખટપટ કરવા સારૂ ટરકીને

ઘણી નાહાની લાગી. તેણે વિચાર્યું કે, સલાહના મનમાનતા કોલકરારો ન થયાતો આ નાહાની મેહેતલની મુદત પુરી થતાંજ શિયાળાની થંડી રૂતમાં લડાઈમાં પાછું ઉતરવું પડશે. જો લાંબી મુદતની મેહેતલ મળેતો તેટલા વખતમાં ટરકીનાં લોકોનાં ઉશ્કેરાયલાં મન શાંત કરવાનું તથા લાંબા વખતની મજબૂત સલાહ સ્થાપવાનું બની આવે એવું ટરકીના પરધાનોને લાગ્યું. એ ઉપરથી છ મહિનાની મેહેતલ ટરકીની સરકારે ચાહી. આ ઉપરથી રૂશિયાની સરકારે જણાવ્યું કે, છ મહિનાની લાંબી મુદત સુધી પોતાના સૈન્યને લડાયક હાલતમાં ઊભું રાખી શકવા સરવિયાની સરકારને ઘણું બિકટ થઈ પડે. ઈટાલીએ પણ રૂશિયાની તરફનાજ વિચાર જાહેર કરી જણાવ્યું કે, દોઢ મહિનાની મેહેતલ પુરતી છે. ઈંગ્લાંડ કે જે છ મહિનાની મેહેતલ પસંદ કરતું હતું તેણે આ ગુચવાડા ભરેલા મામલાનું સમાધાની ભરેલું સેવટ લાવવા પ્રિન્સ બિસ્માર્કને વચ્ચે નાખવાની તજવીજ કીધી. એના જવાબમાં લાર્ડ ડરબીને બિસ્માર્કે જણાવ્યું કે, છ મહિનાની મેહેતલ તેને પોતાને વાંધા ભરેલી લાગતી નથી, પણ બીજાં રાજ્યોને તે કબુલ કરવા તે બોં હોસ કરી શકતો નથી. ફ્રાંન્સ તેમજ આસ્ત્રિઆએ ટરકીની દરખાસ્તને ટેકો આપ્યો હતો. રૂશિયા જ્યારે એવી હટજ લઈ બેઠું ત્યારે ટરકીની સરકારે રૂશિયાને જણાવ્યું કે, તે છ અઠવાડીયાંની મેહેતલ કબુલ રાખવા તૈયાર છે, પણ જો તેટલા વખતની આખરીએ સલાહના કોલકરારો નકી ન થાયતો બીજાં છ અઠવાડીયાંની મેહેતલ વધારવી, અને તે પુરાં થતાં પણ કામ પાર ન પડેલું હોયતો બીજા બે મહિના વધારવા. ખરૂં જોતાં ટરકીની સરકારની આ દરખાસ્ત ઘણી વાજબી, નરમ, સમજુતી ભરેલી અને સલાહ સંપજ સ્થાપવાના હેતુથી કરેલી હતી; પણ રૂશિયાની નીચ નેમ તો ટરકીને કોઈ પણ પ્રકારે નીચુંજ પાડવાની હતી તેથી તારીખ ૩૧ મી અકટોબર જે દીવસે આલિકસીનાટઝ આગળ સરવિયનોએ ફત્તેહમંદ ટરકોને હાથે જબરી હાર ખાધી તે દહાડેજ જનરલ ઇગનેતીફે ટરકીની સરકાર ઊપર એક ઠરાવેલો દસ્તાવેજ મોકલ્યો કે, અડતાળીસ કલાકમાં જો ટરકીની સરકાર છ અઠવાડીયાંની મેહેતલ કબુલ ન રાખશેતો રૂશિયાનો એલચી કાન્સટાનટીનોપલ છોડી જશે. આ જરા ધમકી ભરેલા દસ્તાવેજથી ટરકીની સમજુ સરકાર રૂશિયાની છ અઠવાડીયાંની પણ આપખુદી ભરેલી મેહેતલ કબુલ રાખવા તૈયાર થઈ.

## રૂશિયાના ઝારે આપેલો કોલ.

સલાહના કોલકરારો ચાલતા હતા તે વખતે લાર્ડ ડરબીએ લંડન ખાતે રૂશિયાના એલચી જનરલ સુવાલોફને જણાવ્યું કે, ટરકોએ બલગેરિયામાં કતલ ચલાવી તે માટે ઈંગ્લાંડના લોકો પોતાની મોટી નાપસંદગી જણાવેછે, પણ જો રૂશિયા કાન્સટાનટીનોપલ ઉપર ચહડી જતું જણાશે તો તે પગલાંને ઈંગ્લાંડનાં લોકો જુદીજ નજરે જોશે. ઈંગ્લાંડમાં લોકોનો એવો વીચાર છે કે, ટરકીની દરખાસ્તો રૂશિયા બેધડક નાકબુલ કરતો જાયછે એજ બતાવેછે કે રૂશિયા લડાઈમાં ઊતરવાના છીટાં શોધી રહ્યુંછે. આ વાતચીતનો સાર રૂશિયન એલચીએ પોતાના ઝારને જણાવ્યો. એ ઉપરથી ઝારે સેંટપિટર્સબર્ગ ખાતેના ઈંગ્રેજ એલચી સર આગસતસ લોફતસને પોતાનો પવિત્ર કોલ આપી, પોતાની આબરૂ વચ્ચે આણી ખાતરીથી કહ્યું કે, કાન્સટાનટીનોપલ હાથ કરવાની તેની જરાએ મતલબ નથી, અને ગરજ પડે જો બલગેરિયા હાથ કરવું પડશે તો ખ્રિસ્તીઓની બિગડેલી હાલત સુધારતાં જેટલો વખત જોઇશે તેટલોજ વખત તે હાથમાં રાખવામાં આવશે. વળી તેણે એવી પણ ખાતરી કરી કે રૂશિયા હિંદુસ્તાન ફત્તેહ કરવા ઇચ્છેછે એવો જે લોકોનો ખયાલ છે તે પણ તદન ખોટો છે. તે બોલ્યો કે, ટરકીના રાજ્યમાં વસતા ખ્રિસ્તીઓની સલામતી ચાહી તેઓનું સુખ વધારવું એવી રૂશિયાની તેમજ ઈંગ્લાંડની નેમ છે, માટે રૂશિયા તથા ઈંગ્લાંડ બંને સાથે મળી એક શુભ નેમ પુરી પાડવા સાથે કામ કેમ ન કરે. છેલ્લાં તેણે આગસતસ લોફતસને તાકીદ કરી કહ્યું કે, રૂશિયા વીશે ઈંગ્લાંડનાં લોકોમાં જે માઠો વિચાર હોય તે જલદી કહાડી નખાવવો. આવા પ્રકારનું શાહ બોલ્યો હતો, પણ આ સુધરેલા જમાનામાં શાહોના બોલવાનો આધાર રાખી શકાતો નથી. એવા બળવંત શાહો જે બોલેછે તે અંતઃકરણથી પળી શકતા નથી. તેઓને જરૂર પડેછે તયારે વગર આંચકીએ લોટી જાયછે, અને પોતાના બોલેલા શબ્દો તથા વાકયોના તરેહવાર પોતાની મતલબના અર્થો ઊઠાડી બતાવેછે. એજ શાહે એશિયાના સંબંધમાં ઇ૦ સ૦ ૧૮૭૩ માં એવું જણાવ્યું હતું કે, મધ્ય એશિયામાં ખીવા આવેલુંછે તે કદી પોતાને હાથ તે કરશે નહીં; પણ એજ વરસમાં તેણે ખીવા લઇ લીધું તયારે જાહેર કીધું કે ખીવા દેશ ખીવા શેહેરથી તદન જુદું છે, અને તેણે જે કબુલાત આપી હતી તે ખીવા દેશ વિશે નહી, પણ ખીવા શેહેરને માટે. રૂશિયાના ઝારની આવી આગળી વર્તણુક છતાં તેણે ઈંગ્લાંડના એલચી આગળ આ વેળા જે ખોલાસો કીધો તે ખરાં દિલનો પણ હોય, પણ તે વખત ઝાર ચાલ એવી ચલાવતો કે તેનો પાસો જો સુલટોજ પડયા કીધો તો પોતાની સત્તા છેક કાન્સટાનટીનોપલ સુધી તે સેહલથી વધારી શકે.



મી૰ ગ્લાડસ્ટનને સાંભળવા લોકો મળ્યાંછે.

## લાર્ડ બીકન્સફીલ્ડનું ભાશણ.

સર ઓગસ્તસ લોફતસે લાર્ડ ડરબી ઉપર રૂશિયાના ઝારનો ખોલાસો લખી વાળ્યો તેના જવાબમાં તારીખ ૬ ઠ્ઠી નવેમબરે લાર્ડ ડરબીએ સર ઓગસતસને જણાવ્યું કે, રૂશિયાના ઝારનો ખોલાસો ઈંગ્લાંડની સરકારની પરધાન ટોળીએ ઘણી ખુશીથી કબુલ રાખ્યોછે. તારીખ ૪ થી નવેમબરે સર હેનરી એલીઅટને લાર્ડ ડરબી તરફથી કાન્સટાનટીનોપલ ખાતે એક દસ્તાવેજ મળ્યો કે કાન્સટાનટીનોપલ ખાતે એક દરબાર ભરવા સારૂ ઈંગ્લાંડની સરકારની સુચના પાછી ટરકીની સરકાર આગળ મુકવી. આ વખતે સઘળો બાહેરનો દેખાવ તો સમાધાની ભરેલો લાગતો હતો, પણ તિક્ષણ બુધ્ધિના કેટલાક રાજ દરબારીઓ જે તોફાન ભેગું થઇ રહી ફાટવાની વેળા ઉપર હતું તે સારી રીતે જોઈ શકતા હતા. ગીલ્દ હાલમાં તારીખ ૨૦મી સપ્ટેંબરે લાર્ડ મેઅરનાં ખાણાં ઉપર જે વેળા ઇંગ્લાંડની સરકારના આગેવાનો હાજર હતા તે વેળા લાર્ડ બીકન્સફીલ્ડે એક ભાશણ કીધું, જેની અસર લોકોના વિચારોમાં ફેરફાર કરનારી જણાઈ. લોકો એવું ધારવા લાગયાં કે, ટરકીની સર-

કારનો અંધેર કારોબાર જાહેર કરવા કરતાં રૂશિયા પોતાની મતલબમાં ફાવવાનો વધારે ઇરાદો રાખેછે. આ વેળા ઇંગ્લાંડની સરકારની પરધાન ટોળીમાં જુદાં જુદાં બે મત જણાયાં. એક તરફ પરધાન ટોળીનો વડો લાર્ડ બીકન્સફીલ્ડ ટરકી તરફ પોતાની વળણ બતાવતો હતો અને બીજી તરફ લાર્ડ સાલ્સબરી તે હિંદુસ્તાન ખાતેનો વજીર, રૂશિયા તરફ ઢળેલો લાગતો હતો. લાર્ડ બીકન્સફીલ્ડે પોતાના ભાશણમાં જાહેર કીધું કે, "આપણને લડાઇથી કાંઈ મેળવવાનું નથી. આપણું રાજ્ય એવું છે કે જે કોઈના ઉપર હુમલો લઇ જવાની રાજનીતિ પકડી બેઠું નથી. કોઇપણ પરગણાંઓ તથા શેહેરો આપણા હાથમાં લઇ લેવા આપણે ટાંપી રહયા નથી. આપણે આપણે માટે એક શેહનશાહત ઉભું કીધુંછે, અને જેને માટે આપણે મગરૂર છઇયે. વળી આપણી મોટામાં મોટી મગરૂરી એ છે કે, આપણું આ શેહનશાહત સર્વેની તેના તરફ દિલસોજીથી તથા તેના જાતી બળથી હઇયાત રહી મકમ પાયે ઉભુંછે. જો લડાઇમાં આપણને ઊતરવું પડ્યું તો આટલુંતો યાદ રાખવું કે, લડાઇમાં ઊતરવા સારૂ કોઇપણદેશ દુનિયામાં ઇંગ્લાંડ જેટલું તૈયાર છે નહીં, કારણ દુનયામાં કોઇ એવું દેશ નથી કે જેનાં સઘળાં સાધનો આ દેશનાં જેટલાં ઓહોળાં હોય. હું ખાતરીથી માનુંછુ કે, વાજબી કારણ વગર કદી પણ ઇંગ્લાંડ લડાઇમાં ઊતરશે નહીં, અને ઇંગ્લાંડ એક વખત જો લડાઈમાં ઉતર્યુંતો પછી તે બીજે તથા ત્રીજે વરસે ચાલુ રાખવી કે નહી તે પુછવા તે ઊભું રહેનાર નથી. વાજબી હકની રૂએજ ઇંગ્લાંડ રણશાગરમાં ઉતરશે, અને વાજબીપણેજ તેનો છેડો લાવ્યા વિના તે ચુપ બેસશે નહીં." વડા વજીરના આવા ભાશણને લોકોએ ભારી ખુશહાલીના અવાજો તથા હાથના કાન ગજાવી નાખતા તાબડા સાથ સાંભળ્યું. પણ જે વખતે જુદા જુદા રાજવાળાઓની કાનફરંસ ભરી, બધો મામલો સમાધાની ભરેલી રીતે પાર પાડવાનો હતો તથા જે વેળા એ વડા વજીરને રૂશિયાના ઝારના સલાહ સંપજ ભરેલા વિચારોની ખબર હતી તે વેળા આવા તેના વિચારો ડહાપણ ભરેલા ગણવામાં આવે નહીં.

## રૂશિયાના ઝારનું ભાશણ.

જે દહાડે ગીલ્દ હાલમાં લાર્ડ બીકન્સફીલ્ડે ભાશણ કીધું તેની બીજેજ દહાડે મોસકો શેહેર મધે સેંટપિટર્સબર્ગ હાલમાં તેટલોજ ઉલટ અને જોસ સાથ રૂશિયાના ઝારે એક ભાશણ કીધું, અને તેમાં તેણે જણાવ્યું કે, "સરવિયા અને મોનટીનિગ્રોમાં ચાલતી ફોકટની કતલ બંધ પાડવા સારૂ મેહેતલની ચાંપતી માગણી મેં કીધી તે ટરકીની સરકારે કબુલ રાખીછે. આ મોટા જઘડામાં પેલા મોનટીનિગ્રોનો હમેશની પેઠે ખરાજ શુરા લડવૈયા માલમ પડયાછે. રૂશિયાથી સંખ્યાબંધ વાલનટીઅરોની મદદ જવા છતાં, અને સ્લાવ ટોળાના ભલાં સારૂ હજારો રૂશિયન વાલનટીઅરોએ પોતાનાં રંગીન લોહી જમીન ઉપર વેહતાં કરવા છતાં કમનસીબે સરવિયનોએ તેઓને જેબ દેનારી લડત કીધી નહીં. આપણા ભાઈબંધો અને આપણો ધર્મ પાળનારાઓ જે દુઃખો સહન કરેછે તે તરફ મારી સાથ મારી આખી રૂશિયન પ્રજા દિલસોજી બતાવેછે. રૂશિયાના ખરા લાભો બીજી બધી ચીજો કરતાં મને વધારે પ્યારા છે, અને રૂશિયાનું લોહી જરા પણ નહી રેડવા માં આવે તે સારૂં હું મારાથી બનતી તજવીજ હું કરીશ. એટલાજ ખાતર પૂર્વ તરફના ખ્રિસ્તીઓની સલામતી અને સુખ હું સલાહ સંપજ ભરેલા ઊપાયોથી મેળવવા ખંતીછું. એ સલાહ સંપજની સરતો નક્કી કરવા થોડા દહાડામાં કાન્સટાનટીનોપલ મધે મોટા રાજ્યવાળાઓની સભા મળશે. એ કામ સમાધાની ભરેલું પાર ઊતરે એવું હું મારાં ખરાં અંતઃકરણથી ઇચ્છુછું, પણ જો તેમ ન થતાં વચ્ચે કાંઈ વાંધો પડી ગયો તો જે કોલકરારો કરવાનો ટરકીની સરકાર ઉપર મારો હક છે તે સ્વતંત્રપણાથી અમલમાં આણવાને મેં મજબુત ઠરાવ કીધોછે, અને તેમ કરતાં સઘળી મારી રૂશિયન પ્રજાને મારી મદદે બોલાવવાની મને જરૂર પડે અથવા તો મારા દેશની આબરૂ જાળવવા ખાતર તમામ રૂશિયન રૈયતને બાહેર આવવું પડે તો, મારા બોલાવવાનો તેઓ એક અવાજે જવાબ આપશે. મારી વળી એવી પણ ખાતરી છે કે, તેમ કરતાં મોસકો શેહેર હમેશની માફક પેહલ વેહલું પગલું ભરશે. આપણું આ પવીત્ર કામ પાર ઊતારવા ખોદા મદદ કરે!" આવી મતલબનું રૂશિયાના ઝારનું ભશાણ ઇંગ્લાંડનાં લોકોની જાણમાં આવ્યું તયારે તેઓ એવું વિચારવા લાગ્યાં કે, લાર્ડ બીકન્સફીલ્ડે જે ભાશણ કીધું તેની ઝારને ખબર પડવાથી તે જાહેરાંત બોલ્યો; પણ પાછળથી જણાઈ આવ્યું કે ઝારે જયારે ભાશણ કીધું ત્યારે લાર્ડ બીકન્સફીલ્ડના ભાશણની તેણે કાંઇજ ખબર હતી નહી.

## ઇંગ્લાંડના કેટલાક પરધાનોની ટરકી તરફ વળણ.

લાર્ડ બીકન્સફીલ્ડે પોતાના ભાશણમાં એવું પણ જણાવ્યું હતું કે, ઇંગ્લાંડ તરફથી કાનફરંસમાં લાર્ડ સાલ્સબરી બીરાજશે. ખરૂં જોતાં આ કામને માટે હીંદુસ્તાન ખાતાનો વજીર લાયક પસંદગી ન હતી. એ માણસ તીક્ષણ બુદ્ધિ અને ઊંચી પ્રકૃતિની મનશક્તિ ધરાવનાર છે ખરો, પણ એની વળણ ઘણી ખરી રૂશિ-

યા તરફ છે. એણે કાનફરંસમાં બીરાજતાં શું શું બજાવવું તે વિશેની સુચના એને લાર્ડ ડરબી તરફથી થઇ હતી, અને તે ઉપરાંત કેટલુંક લાર્ડ સાલ્સબરીની સારી સમજ ઊપર પણ રાખવામાં આવ્યું હતું. જે ટોળી ટરકીની સામે કામ કરનારી હતી તે તરફ લાર્ડ ડરબીનું ખેંચાણ હતું. આગળ જ્યારે લાર્ડ ડરબી લાર્ડ સ્તાનલી તરીકે જણાયલો હતો ત્યારે ટરકીનું રાજ્ય ભાંજી તોડી નાખી તેને યુરોપના નકશામાંથી ભુસી નાખવા વિશેનું એક ભાશણ તેણે કીધું હતું. એવા વિચારનો એક પરધાન આ વખતે ટરકીના લાભમાં તો કાંઈ કામ કરી શકેજ નહીં. જો કે ઇ૦ સ૦ ૧૮૭૬ માં તે ઊપલા વિચારોથી જુદાજ વિચારો આપવા લાગ્યો હતો, એટલે કે ટરકીની તરફના વિચારો આપતો હતો તોપણ તેના આ વખતના જુદાં બોલવા ઊપર આધાર રાખી શકાય એવું ન હતું. લાર્ડ બીકન્સફીલ્ડ તો ટરકીનો જબરો હિમાયતી હતો, અને તે વારંવાર જણાવતો હતો કે, ટરકીના કટકા થવાથી ઇંગ્લાંડના લાભો ધાસ્તીમાં આવી જયા વિના રેહેનાર નથી. રૂશિયાના પતરોએ એ વડા વજીરનો સામે બોલવા માડયું હતું, અને ગોલોસ નામનું એક પતર તો એવી રીતે બખારવા લાગ્યું કે, એ વડો પરધાન પોતાના ખાનગી લાભ જાળવવા અને ટરકી દેશ મધે ચાલતા વેપારમાં સામેલ થઈ રાક્ષસી નાણું પેદા કરવા ટરકીની જુઠી તરફદારી કરેછે. આવાં આબરૂ ઊપર હુમલો કરનાર લખાણને માટે એક સત્તાવાર પતરમાં રૂશિયાના ઝારે પોતાની દલગીરી જણાવી, પણ ગોલોસના લખનારને કાંઈ પણ સજા કીધી નહી. આ ઊપરથી સાફ જણાયછે કે, રૂશિયાના ઘણા લોકો એ પતરના હિમાયતી હોવા જોઇયે.

## લાર્ડ ડરબીએ કાનફરંસમાં મુકવા માગેલી દરખાસ્તો.

અંતે જ્યારે ટરકીની સરકારે કાન્સટાનટીનોપલમાં કાનફરંસ મલવાની દરખાસ્ત કબુલ કીધી ત્યારે લાર્ડ સાલ્સબરી ઊપલે શેહેર જવા લંડન શેહેર છોડી ગયો. આ વખતે કાનફરંસમાં મુકવા જોગ નીચલી દરખાસ્તો લાર્ડ ડરબીએ જાહેર કીધી.

૧. ટરકીના શેહેનશાહતનું સ્વતંત્રપણું જાળવવું, અને તેની સત્તાની હેઠળના મુલકની જાળવણી કરવી.

૨. યુરોપના રાજ્યાવાળાઓએ પોતાના મુલકોની હદ વધારવા માગવી નહીં અથવા પોતપોતાની રૈયતના વેપારને અર્થે કોઇ છુટ મુકાવવી નહી.

૩. સપ્ટેંબર મહિનાની આખરીએ ટરકીની સરકાર હજુર સલાહ સંપજના જે કોલકરારો મુકયા હતા તે નક્કી કરવા.

૪. તારીખ ૧૩ મી ફેબ્રુઆરી ૧૮૭૬માં એક દસ્તાવેજ કહાડી ટરકીની સરકારે પોતાના રાજ્યમાં જે સુધારા કરવા કબુલાત આપી હતી તે બોસનિયા અને હરઝીગોવીનિયા અને બને તો બલગેરિયાના રાજ કારોબારને લગતી ગોઠવણમાં દાખલ કરવા.

આ બધી દરખાસ્તો બીજા રાજ્યાવાળાઓને પસંદ આવી. મોનટીનીગ્રોને માટે એવું કહેવામાં આવ્યું કે, તેને આદ્રિઆટીક સમુદ્રમાં સ્પીટઝાનું જે બંદર આવેલું છે તે જો આપવામાં આવે તો તે વાજબી ગણાય, કારણ પોતાના દેશનો માલ બાહેર લઈ જવા તેના પાસ એક પણ બંદર હતું નહીં. લાર્ડ ડરબીએ સર્વ રાજ્યવાળાઓની જાણને માટે બોલ્લું જાહેર કીધું કે, ટરકીના રાજ્ય માહેલાં પરગણાઓમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવા ટરકીને બોહોંસ કરવી, અને તેના માહેલા કારોબાર વચ્ચે માથું બોસવું. એ તજવીજ ટીરકીની સરકારને તેના શેહેનશાહાત તરીકેના પાદશાહી હકો તોડવાની ફરજ પાડવા બરાબર છે એવું લાગેછે, માટે આવા બારીક વખત પ્રમાણે તો ટરકીના રાજ્યમાં તો સલાહ સંપજ સ્થાપવાની પેહેલી અગત છે. એ અગત જો સઘળા રાજ્યવાળાઓ સાથે મળીને બજાવવા ચાહે તો બજાવી શકે એવું છે. જયારે સઘળા રાજ્યવાળાઓ સાથે મળ્યાછે ત્યારે તેઓ સુધારા કરવાની સાધારણ રીતે ટરકી ખાતરી આપે તો તેથી રાજી થનાર નથી. ચોકસ પરગણાઓમાં કેમ રાજ્ય કારોબાર ચલાવવો તેની જો કોઈ ગોઠવણ કાનફરંસ રચે અને તે ગોઠવણ જો બીજાં પરગણાંઓના સંબંધમાં લાભ કારક લાગે તો ટરકીની સરકારે તે ગોઠવણ તે પરગણાઓમાં પણ લાગુ પાડવી. પણ એ સુધારાની ખાતરી ભરેલી જામીનગીરી લીધા વિના એ રાજયો સંતોષ પામવાનાં નથી. આવી મતલબનું લાર્ડ ડરબીએ પોતાના કાન્સટાનટીનોપલ ખાતાંના એલચીની મારફતે ટરકીની સરકારને કહેવાડયું હતું ; પણ આવી દરખાસ્તોની સામે તે સરકાર વાંધો ઊઠાવશે એવું જાણી લાર્ડ ડરબીએ લાર્ડ સાલ્સબરીને જણાવ્યું કે, ટરકીની સરકારનો એવો કોઈ વાંધો ધયાનમાં લેવો નહી. ઇગ્લાંડની સરકારની આટલી કાળજી છતાં લાર્ડ ડરબીની દરખાસ્તો કાન્સટાનટીનોપલમાં મળેલી કાનફરસનું મનમાનતું સેવટ ન લાવતાં લડાઇની શરૂઆત કરવાનું કારણ આપનાર થઈ પડી. ટરકીની સરકારને પેહલાં એવું જણાવવામાં આવ્યું હતું કે, તેના પ્રાંતોમાં લોકો પોતાના હાથે રાજ્ય કારોબાર ચલાવે એજ તેના સુધારાની જામીનગીરી છે, પણ પાછળથી એવું કહેવામાં આવ્યું કે જે જામીનગીરી જોઇયે તે બીજીજ જાતની જોઇયે. ટરકીના રાજ્યના પેહલા વર્ગના ભાગો જે વેલાયતને નામે ઓળ-

ખાયછે તેઓને વાલીઓ એવે નામે બોલાતા રાજ્યાધિકારીઓના હાથ હેઠળ મુકવા, અને એ વાલીઓની નેમણુક યુરોપના રાજ્યવાળાઓના સઘળા યા ઘણાખરા એલચીઓની પસંદગી ઊપર રાખવી. એ વાલીઓને ઊપલા એલચીઓની રજા વગર કોઇપણ લાંચ રૂસવતના ગુનાહ તથા રાજ્ય ચલાવવાની અશકિતને માટે એઓના ઊપરથી ઉઠાડી મુકવા નહીં. મુતેશરીફ અને ન્યાયાધિસોને ટરકીની સરકાર નેમી શકે, પણ તે માટે મોટા રાજ્યવાળાઓના એલચીની પસંદગી જોઇયે. લાડ ડરબીએ ટરકીની સરકારને આ વખતે એવી ખાતરી આપી કે, જો ટરકીમધ્યે પારકા રાજ્યવાળાઓનું લશ્કર લાવવામાં આવશે તો તે ઈંગ્લાંડ જોઇ શકશે નહીં, કારણ તે તો જે કોલકરારોથી જામીનગીરી આપનારાં રાજયો બંધાયલાંછે તે કોલકરારો તોડવા બરાબર છે. પણ આ ખાતરી સાથે લાડ ડરબીએ ટરકીની સરકારને એવો દમ ભરાવ્યો હતો કે, જો તે આ કાનફરંસનું સેવટ સમાધાની ભરેલું આવવા ન દેશે તો પછી તેનાં જે પરિણામો નિપજશે તેના ટરકીનો સુલતાન અને તેના સલાહ આપનારા જોખમદાર થશે.

---

## પ્રકરણ ૬ હું.

લાડ સાલ્સબરીએ બીજા રાજયવાળાઓની લીધેલી ભેટ–કાનફરંસની પેહલી સભામાં થયલાં કામકાજ–જનરલ ઇગનેટીફના ખરાબ હેતુ–ઇંગલાંડની તરકીના સંબંધમાં અજબ જાતની વળણ–રૂશિયા તથા તરકીની લશકરી તૈયારી–ટરકીના સુલતાને ઉભું કરેલું નવું રાજ્ય બંધારણ–જુદાં જુદાં રાજયોના જુદા જુદા પ્રતિનિધિઓ–કાનફરંસની કેટલીક સભાઓમાં થયલાં કામકાજ–ઈ. સ. ૧૮૭૭નાં સાલની શરૂઆત–કાનફરંસમાં થયલું છેલું કામકાજ–રાજયવાળાઓની છેલી દરખાસ્તો ઉપર ટરકીએ કરેલો વિચાર–રૂશિયા અને ટરકી લડાઈની તૈયારી કરવા લાગ્યાં–ટરકીની સરકારે ભરેલી મોટી સભા.

### લાર્ડ સાલ્સબરીએ બીજા રાજયવાળાઓની લીધેલી ભેટ.

ટરકીની સરકારે જ્યારે જોયું કે કોઈ પણ યુરોપનો રાજયવાળો તેની તરફદારી કરનાર દિસતો નથી ત્યારે તેણે કાનફરંસમાં જે ચુકે તે ઉપર અમલ કરવાનો ઠરાવ કીધો. એ કાનફરંસ કાન્સટાનટીનોપલમાં ભરવી એવું નકી થયું, અને એ સભામાં બિરાજવા સારૂ લાર્ડ સાલ્સબરી ઈંગ્લાંડથી નિકળ્યો. સભામાં બિરાજવા આગમજ તે જુદાં જુદાં યુરોપના રાજયોમાં ફરી વળ્યો અને તે રાજ્યવાળાઓનાં મત શું હતાં તે જાણી લઈ કાન્સટાનટીનોપલ જઇ પુગ્યો. તારીખ ૨૧ મી નવેમબરે પેહેલ વેહેલાં પારિસમાં જઈ પોહોંચી તેણે ડયુક ડીકાઝીસનું મત જાણી લીધું. ડયુક ડીકાઝીસે લાર્ડ સાલ્સબરીને જણાવ્યું કે, પૂર્વ તરફના સવાલના સંબંધમાં ફ્રાંસ રૂશિયા સામે થઇ કામ કરવા તૈયાર નથી. તારીખ ૨૨ મી નવેમબરે લાર્ડ સાલ્સબરી બર્લિન જઈ લાગ્યો, અને ત્યાં તેણે પ્રિન્સ બીસ્માર્ક, જર્મનીના શાહ ઉલિયમ અને તેના વડા બે ઘની ખાસ મુલાકાતો લઈ તેઓનાં મત જાણી લીધાં. તેઓએ જણાવ્યું કે, રૂશિયા અને ટરકી વચ્ચે જો લડાઇ જાગી તો તેથી જર્મની અલગ રેહેશે, અને ટરકીનું સ્વતંત્રતાપણું જાળવવા સારૂ પ્રુશિયાએ પારિસના કોલકરારો ઉપર સહી કીધીછે ખરી, તોપણ લડાઇમાં ઉતરવા જર્મની રાજી નથી. પ્રિન્સ બિસ્માર્કે તો પોતાની દિલસોજી રૂશિયાના ઝાર તરફ બતાવી. વળી જર્મનીના શાહે પોતાની વળણ રૂશિયાના ઝાર તરફ બતાવી તે પોતે ઝારનો મામો થાય તે માટેજ નહીં પણ ફ્રાંસ અને જર્મની વચ્ચેની લડાઇમાં રૂશિયાએ જર્મનીને કેટલીક મદદ આપી હતી તેની ખાતરદારીને માટે. તારીખ ૨૪ મી નવેમબરે લાર્ડ સાલ્સબરીએ આસ્ત્રિઆના વડા પરધાન કાંઊન્ટ આનદ્રાસી અને હંગેરિયન રાજસ્થાનના વડા પરધાન એમ. તીસઝાની મુલાકાત કરી. એ બંનેએ ચોકસ સંજોગમાં ટરકીને મદદ કરવાની પોતાની ખુશી જણાવી, પણ તેઓ ઠરાવ ભરેલા રીતે રૂશિયાની સામે થશે એવો નક્કી પોતાનો વિચાર તેઓએ જાહેર કીધો નહીં. તારીખ ૨૯મી નવેમબરે રોમમાં આવી પોહોંચી પારકાં રાજયો સાથ વેહેવાર ચલાવનાર ઈટાલીના પરધાન સીન્યોર મેલીગેરાઈની લાર્ડ સાલ્સબરીએ ભેટ લીધી. એ પરધાનનો વિચાર એવો હતો કે, કોઈપણ રીતે ટરકીને ભાંજી તેના ટુકડા કરવા નહીં, બળવાખોર પ્રાંતોમાં સુધારા કરવા છુટા હાથથી ઊપાયો લેવા, અને એ ઉપાયો કામે લગાડવામાં આવેછે કે નહીં તે માટે બીજા રાજયવાળાઓની જામીનગીરી લેવી. તેણે વળી જણાવ્યું કે, રૂશિયા અને ટરકી વચ્ચે લડાઈ થાય તો અલગ રહેવું, અને કોઈ પારકો રાજયવાળો પોતાના લશ્કર સાથ ટરકીમાં જઇ મકાન કરે તો તેને તેમ કરવા ન દેવું. આવી રીતે સઘળાં રાજયોના મુખ્ય અધિકારીઓની ભેટ લઇ અને તે ભેટથી સંતોષ પામી છેક તારીખ ૨૫ મી ડીસેમબરે તે કાન્સટાનટીનોપલ જઇ પહોંચ્યો.

## કાનફરંસની પેહેલી સભામાં થયલાં કામકાજ.

જર્મની રૂશિયા તરફ કેવી વળણ બતાવેછે તે ઉપર રૂશિયા અને ટરકી વચ્ચે લડાઈ જાગવાનો આધાર હતો. જો જર્મની રૂશિયાને પોતાના તરફથી મદદની કાંઇપણ નિશાન ન બતાવે તો રૂશિયા આપખુદ થઇ આગળ પગલું ભરવા માગે નહીં; પણ જો જર્મની જરા તેને ઉત્તેજન આપે તો તે છાતી કહાડી બાહેર આવી હિમતથી લડવા તૈયાર થાય. પ્રિન્સ બિસ્માર્ક આ બધું સમજતો હતો, અને તેથી તે એવી ભેદ ભરેલી ચાલ ચલાવતો હતો કે, ઘડીમાં જર્મનીની મદદની રૂશિયાને આશા આવતી અને વળી ઘડીમાં તે આશા હુવામાં ઉડી જતી હતી. યુરોપમાં ઘણાં ખરાં લોકોનો એવો વીચાર હતો કે, જર્મની રૂશિયાને લડાઇમાં ઊતારવાની યુકિત કરેછે, અને તે લડાઇમાં ઊતરી નબળું થાય તો પછી જર્મની આખા યુરોપમાં પોતાની મરજી માફકની વર્ત્તણુક ચલાવે; પણ એવા વિચારનું વાજબીપણું ધયાનમાં ન ઊતરતાં ખરૂં કારણ તો એ જણાયછે કે જર્મની આખાં યુરોપને માહો માહે લડાઇમાં ઉતરવાની રાહ જોતું, અને તે મોટી લડાઇના પરિણામમાં જે રહયું હોય તે પોતે રૂશિયા સાથ વેહેંચી લેવાની ધારણા રાખતું હતું. લાર્ડ સાલ્સબરીની વળણ તો પેહેલાથીજ ટરકીની સામે હતી, અને તે વળણને યુરોપના કેટલાક મોટા રાજયવાળાઓના ટરકીને મદદ ન કરવાના વિચારથી ટેકો મળ્યો. લારડ સાલ્સબરી જેવો કાન્સટાનટીનોપલ ખાતે આવ્યો તેવોજ રૂશિયાના પ્રતિનિધિ જનરલ ઇનેતીફ સાથ ઘણી સારી મિત્રાચારીથી તે વર્ત્તવા લાગ્યો. આવું જોઇ જનરલ ઇનેતીફ પણ લાર્ડ સાલ્સબરી સાથ સારી રીતે મળી ગયો, અને તેણે લાર્ડ સાલ્સબરીના મન ઊપર કેટલીક એવી અસર ચલાવી કે તેથી તે જેમ ચલાવવામાં આવે તેમ ચાલવા લાગ્યો. રૂશિયાનો પ્રતિનિધિ જે જગ્યાએ રેહેતો હતો તે જગ્યાએ કાનફરંસની પેહેલી સભા મળી. આ સભામાં ટરકી તરફના પ્રતિનિધિઓને દાખલ કરેલા હતા નહીં. હિયાં અરસપરસ તકરાર થવા પછી સઘળાઓએ એક મતથી એવું નક્કી કર્યું કે, બલગેરિયાને બે વિલાયતમાં વેહેંચી નાખવું; દરએક વિલાયત ઊપર એક ખ્રિસ્તી વાલી એટલે ગવરનર જનરલે રાજયકારોબાર ચલાવવો. એ ખ્રિસ્તી વાલી યા તો કોઈ પારકાં રાજયની યા તો ટરકીની સરકારની રૈયત હોય. આ નવા વિલાયતના કારોબાર માટે તથા તે ઉપર ટરકીની સરકાર પોતાના તરફથી જે નેમણુક કરે તેને રદ કરવા માટે બીજા રાજયવાળાઓના હાથમાં સત્તા રહે એવી ગોઠવણ કરવી. આસ્ત્રિઆના વડા પરધાન આનદ્રાસીએ ટરકીની ખ્રિસ્તી રૈયતના છુટકારાના જે ઉપાયો બતાવ્યાછે તે અમલમાં આણવા. કિલ્લાઓ અને મોટાં શેહેરોમાંજ ટરકીનાં કવાયદ પામેલાં લશકરને જમાવ કરી રાખવું. એક અલગ રહે એવું ખ્રિસ્તીઓનું લશ્કર ઉભું કરવું, જેના તરેહવાર જાતના અમલદારોની નેમણુક વાલીઓએ કરવી. બલગેરિયાની કતલમાં જેઓ સામેલ હોય તેઓને સજા કરવી, બલવાખોરોને રાજ ક્ષમા આપવી, એવીજ ગોઠવણ હરજીગોવીનિયા અને બાસનિયાના પ્રાંતોને માટે કરવી, સરવિયા અને મોનટીનિગ્રો એ બંને સાથ સલાહના કોલકરારો કરતાં ટરકીએ પોતાના મુલકનો થોડો થોડો ભાગ આપવો, અને દેશ દેશના વકીલોનું એક કમીશન નેમી એક વરસ સુધી તે કમીશનની મારફતે લશ્કરી બળની મદદથી ટરકીના ખ્રિસ્તી પ્રાંતોમાં સુધારા અમલમાં આણવા. છેલાં જુદાં જુદાં છ મોટાં રાજયના પ્રતિનિધિઓએ એવું નક્કી કીધું કે જે નિયમ તેઓએ ટરકીના સંબંધમાં કામકાજ કરવા સારૂ બાહાલ રાખ્યોછે તે નિયમ પ્રમાણે ટરકી જો ન ચાલે તો તે સઘળાઓએ સભાનો અંત લાવી કાન્સટાનટીનોપલ છોડી જવું.

## જનરલ ઇનેતીફનો ખરાબ હેતુ.

આ ઉપરથી જણાયછે કે, બીજા રાજયવાળાઓએ ટરકીના સંબંધમાં જે ગોઠવણ નક્કી કીધો તે અતિઘણી જબરાઈ ભરેલી હતી. એ ગોઠવણમાં મોટો ભાગ રૂશિયાના જનરલ ઇનેતીફે ટરકીના શેહનશાહતને ભાંજી તોડી નાખવાના ઇરાદાથી લીધો હતો, અને આ સઘળું તેની ઉશ્કેરણીનું ફળ હતું. રૂશિયાનો લાગવગ જલદી નહીં તો રફતે રફતે વધે અને તેનો કાબુ સર્વે ઠેકાણે પસરે એવા હેતુથી આ ગોઠવણ તેના બાહોશ પ્રતિનિધિએ કરી હતી. ઇનેતીફની આ દરખાસ્તો કાંઊન્ટ આનદ્રાસી આગળ ધરવામાં આવી ત્યારે તેણે પોતે તેના તરફ ના પસંદગી જાહેર કીધી. તેણે ધાર્યું કે જનરલ ઇનેતીફની એ દરખાસ્તો બાહાલ રાખવી એ ટરકીના શેહનશાહાતના કટકા કરવા બરાબર છે. તેણે ઇનેતીફની આ ગોઠવણમાં ગ્રિક લોકોનાં હવે પછીનાં સ્વતંત્રપણાને મોટો ધોકો લાગે અને રૂશિયાનો બધો પ્રકારે લાભ જલવાય અને તે લાભ આગળ વધે એવો હેતુ જોયો, અને એવોજ હેતુ ગ્રિક લોકોએ પણ પારખી લીધો. ફીલીપોપોલિસ મધે રેહેનારા ગ્રિક લોકો સાફ જાહેર કરવા લાગ્યા કે બાલકનના પહાડોની દક્ષીણે જે મુલક આવેલોછે તેનો કોઇ પણ ભાગ રૂશિયાની ગોઠવણ પ્રમાણે ધયાનમાં લીધામાં આવશે તો તેની સામે તેઓ મોટી ફરીઆદ ઉઠાડવા વિના રેહેનાર નથી. ગ્રિક લોકોએ સાફ આ વેળા



ટરકીના સંબંધમાં યુરોપના રાજ્યવાળાઓની કાનફરંસ.

જોયું કે રૂશિયાની આવીજ ગોઠવણથી જેમ સરવિયા અને રૂમાનિયામાં સ્લાવ ટોળાનો પગભર થયોછે તેમજ બોસનિયા અને બલગેરિયામાં થવા વિના રહેશે નહીં, અને તેમ થવાથી ગ્રિક લોકોને મોટો ધોકો પહોંચશે.

## ઈંગ્લાંડની ટરકીના સંબંધમાં અજબ જાતની વળણ.

આ વખતે ઇંગ્લાંડની પરધાન ટોળીની ટરકીની સરકાર તરફની વર્ત્તણુક ડામાડોળ દેખાઈ. અર્લ ડરબીએ મારકિવસ આવ સાલ્સબરી ઉપર એક દસ્તાવેજ લખીને જણાવ્યું કે, ટરકીની સામે કોઇપણ રાજ્યવાળાઓ તરફથી જાસતી ભરેલું પગલું ભરવામાં આવશે તો તેમાં મદદ કરવા યા તે કબુલ રાખવા ઈંગ્લાંડની સરકાર કદી સામેલ થશે નહીં. એજ દસ્તાવેજમાં આ ઠરાવ ભરેલાં કહેવાને ઊંધું વાળે એવું લખાણ એ હતું કે, ટરકીની સરકારને ખુલ્લે ખુલ્લી સમજ પાડવી કે, રૂશિયા અને ટરકી વચ્ચે લડાઈ જો જાગી તો ઈંગ્લાંડ તરફથી ટરકીની સરકારને કોઇપણ પ્રકારની મદદ મળી શકશે નહીં. વળી લાર્ડ ડરબીએ લાર્ડ સાલ્સબરીને એવું કહેવાડયું હતું કે, ટરકીની સરકાર જોઇતી છુટ મુકવા હઠ લઇ બેસે તો તેણે તરત કાનફરંસ છોડી આવવું, અને સર હેનરી એલિયટે સઘળો હેવાલ આપવા ઈંગ્લાંડ આવી પહોંચવું. આવી રીતનો દસ્તાવેજ શું ચોકસ મતલબ ઉઠાવી શકે તે જણાતું નથી. એક તરફ લખવું કે ટરકીની ઊપર જુલમ પડેલો ઈંગ્લાંડ જોઇ શકનાર નથી, અને બીજી તરફ લખવું કે ટરકી જુલમનું મારેલું માથું ઊચકી સામું થાય તો તેને ઈંગ્લાંડ મદદ કરશે નહીં એ કહી રીતનું લખાણ તેની સમજ પડી શકતી નથી. આવી રીત તો એક તરફથી ટરકીને બીહવરાવા અને બીજી તરફથી રૂશિયાને આડકતરી રીતે ટરકીની સામે ઊશ્કેરી આપવા સરખી હતી. ખરૂં જોતાં લાર્ડ બીકન્સફીલ્ડની પરધાન ટોળીએ ટરકીના સંબંધમાં પકડેલી આ રાજ્યનીતિ ધાસ્તી ભરેલી હતી. સર હેનરી એલિયટ જે ઈંગ્રેજ સરકાર તરફથી કાન્સટાનટીનોપલમાં એલચી હતો તેણે ઘણા અસરકારક બોલોમાં સમજ પડતી રીતે લાર્ડ ડરબીને લખી જણાવ્યું હતું કે, ઈંગ્લાંડે હાલ એવી વળણ પકડી છે કે જેથી ટરકીનાં લોકો નિરાશ થશે, અને નિરાશ થઇ જવાથી જીવ ઊપર આવી રૂશિયાની સામે થવા ઉશ્કેરાશે. ઈંગ્લાંડ ટરકીની સામે બીજા રાજ્યવાળાઓ જાસ્તી ભરેલા ઊપાયો લે તેની સામે ફરીઆદ ઉઠાડી જે સારી અસર ટરકોના મગજ ઊપર પેદા કરશે, તે અસર બીજા રાજ્યવાળાઓ જે દરખાસ્તો ટરકીના સંબંધમાં મુકશે તે ઈંગ્લાંડ પોતે પસંદ કરી તોડી નાખશે. ઈંગ્લાંડ અને રૂશિયા સાથે મળી ટરકીના સંબંધમાં જે કાંઇપણ ઠરાવ પસાર કરશે તે ટરકી રાજી થઇ કબુલ રાખશે એવું જો ઈંગ્લાંડ ધારતું હોય તો તે મોટી ભુલ કરેછે. ઈંગ્લાંડ રૂશિયાની સાથ મળી જે કામ કરે તે ટરકીની નજરમાં વજન પામે ખરૂં, પણ ઈંગ્લાંડની એક મિત્રાચારી ભરેલા સલાહકાર તરીકે ટરકી ઉપર જે અસર હતી તે અસર હવે નથી રહેવાની. ઈંગ્લાંડના કેટલાક જાણીતા ધણીઓએ એવું જાહેર કીધુંછે કે, ટરકોને યુરોપમાંથી કહાડી મુકવા જોઇયે. એથી કરીને ટરકોના મનમાં ઈંગ્લાંડ વિશે બેવિશ્વાસ બેસી ગયોછે, અને એ બેઇતબારને લીધે ઈંગ્લાંડ રૂશિયા બેઉ કાંઇપણ ભલામણ કરે તે ભલામણ વજન પામનાર નથી. ટરકીની ખાતરી થઈ ચુકીછે કે, રૂશિયા તેના ઉપર હુમલો કરવા તૈયાર થઇ રહ્યુંછે, અને તે ઉપરથી તે પણ જીવ ઉપર આવી પોતાનું સઘળું બળ અજમાવી જોવા તૈયાર થઇ ઉભુંછે. તેના ઊપર કોઈ તેને ઉલથાપ આપી ફાવી જઈ તેને યુરોપની બાહેર કહાડી મુકે તેના કરતાં તે હથિયારથી લડી પોતાને જોર જુલમથી હુંકારી કહાડેલું વધારે પસંદ કરેછે. ટરકીના ખ્રિસ્તી રહેવાસીઓ પણ રૂશિયાના ટરકી ઉપર આવતા હુમલાની વિરૂધ છે, કારણ તેઓ એવું સમજેછે કે, રૂશિયા જે કરેછે તે ખ્રિસ્તીઓના લાભને માટે નહીં, પણ સ્લાવ લોકોની ચોકસ એક જાતને માટે છે.

## રૂશિયા તથા ટરકીની લશ્કરી તૈયારી.

આવી ખટપટ રાજદરબારીઓનું ધયાન રોકી રહી હતી તેટલાં રૂશિયા અને ટરકી લડાઈની તૈયારી કરવા પાછળ લાગ્યાં હતાં. રૂશિયન લશ્કરી શિપાઇઓની સંખ્યા સાથે ભેગી કરવામાં આવી, અને રૂશિયાના શાહનો ભાઇ પ્રિન્સ નીકોલસ નવેમબર મહિનાની આખરીએ દક્ષિણ તરફના લશ્કરની સરદારી લેવા સેંટ પિટર્સબર્ગથી નિકળી ચુકયો. એજ વેળા લશ્કરી ખરચને માટે નવી લોન કહાડવામાં આવી. ટરકી પણ જોઈતી તૈયારી કરવા લાગ્યું. સુલતાનને બીજા રાજ્યવાળાઓ જેમ ફરમાવે તેમ ન કરવાનો ઠરાવ ટરકી તરફથી જણાવવા ઊપરાંત ટરકી પોતાના રાજ્યમાં જોઇતા સુધારા ઉલટથી કરવા ખંટોછે, એવું બતાવવા સારૂ ટરકીના રાજ્યની પરધાન ટોળીના વડા મહમદ રચદી પાશાના હાથમાંથી વજીરાત લઈ લેઇ મીદાત પાશાને આપવામાં આવી. એ મીદાત પાશા છુટથી વિચાર આપનાર, મોટી મનશકિતનો અને રૂશિયાના કાવાદાવાનો કરડો શત્રુ હતો. સ્લાવ ટોળામાંથી નિકળેલી ટરકીની ખ્રિસ્તી રૈયતને ખાશ જુદા હક અપાવવાની સામે એ હતો, પણ તે ટરકીની મુસલમાન તેમજ ખ્રિસ્તી રૈયતને એક સરખા હક અપાવવા ઇંતેજાર હતો. મીદાતનું કહેવું

એવું હતું કે સુલતાન તથા વડા વજીરની હકુમત ઊપર રૈયતના મતથી ઊભી થયલી સભાનો કાબુ રહેવો જોઇયે. એક ટરક તરીકેના એના ખાલિસ ઊભરા એવા હતા કે જે ઊભરાથી એ, કોઈ બીજો રાજ્યવાળો ટરકીના રાજ્યકારોબાર વચ્ચે આવી પોતાની મરજી પ્રમાણે ચલાવા માગે, તે જોઈ શકતો ન હતો. તારીખ ૨૧ મી ડીસેમબરે તેણે લાર્ડ સાલ્સબરીની મુલાકાત લેતાં જણાવ્યું કે, તે ટરકીમાં બીજા રાજ્યવાળાઓનું કમીશન



**આડમીરાલટી પાલેસ જયાં કાનફ્રંસ મળી હતી.**

નેમવા દેનાર નથી, અને સુલતાનના વચન શિવાય ટરકીના રાજ્યમાં સુધારા કરવાની કોઈ પણ બીજી જામીનગીરી માગવામાં આવશે તો તે આપવા દેનાર નથી.

## ટરકીના સુલતાને ઊભું કરેલું નવું રાજ્ય બંધારણ.

તારીખ ૨૨મી ડીસેમબરે બધા રાજ્યવાળાઓના પ્રતિનિધિઓ સાથની કનફરંસનો પેહેલી સભા મળી. એ સભા મળવાની જગ્યા કાન્સટાનટીનોપલમાં આ ઉપર બતાવેલું આડમીરાલટી પાલિસનું મકાન હતું. જેવી સઘળા પ્રતિનિધિઓએ સભામાં પોત પોતાની જગ્યાઓ લીધી તેવુંજ તોપખાનું જે પાસેજ હતું તેમાંથી તોપો છોડવામાં આવી. એ કાનફરંસમાં ટરકી તરફનો પ્રતિનિધિ સેફ્વેટ પાશા હતો. એણે આ તોપોના અવાજ ઉપરથી સભાને સમજાવ્યું કે, પ્રજામતથી ચાલે એવું રાજ્ય બંધણ આજે સુલતાને સ્થાપ્યુંછે, અને તેની શરૂઆત જાહેર કરવા સારૂ આ તોપો ફોડવામાં આવેછે. આ નવી રાજ્યનીતિની રૂએ જણાવવામાં આવ્યું કે, ટરકીના રાજ્યમાં જે મુલકો અને અરધાં સ્વતંત્ર પરગણાંઓ છે તે બધાં સાથે મળી એક આખું ન વેહેંચાઇ શકાય એવું રાજ્ય બનાવેછે એવું સમજવું. કોઇ પણ કારણસર એવા રાજ્યનો કોઈ પણ ભાગ છુટો પાડવામાં આવશે નહીં. સુલતાન પ્રજાના મતથી ચાલતાં રાજ્યનો વડો ગણાશે, પણ તે કોઇ પાર-

કાને જવાબદાર નથી યા તેની સત્તા પારકાથી તોડી શકાય એવી નથી. તેનો રૈયતના છુટાપણાની જામીનગીરી તેના ધારા છે. સુલતાનનો જે ખુદ ધર્મ તે મુસલમાન ધર્મ ગણાશે; પણ રાજ્યમાં જે બીજા ધર્મો પાળવામાં આવેછે તેઓ સઘળા જ્યાં સુધો જાહેર નીતિ અને જાહેર સલાહ સંપજનો ભંગ ન કરે ત્યાં સુધી તેઓને છુટથી પાળવા દેવા, અને તેઓના હક તથા દાવાનો બચાવ કરવો. જાહેર છાપાને ચોકસ હદ સુધી નેમી આપેલું છુટાપણું ભોગવવા દેવું, અને જાહેર કેળવણી ઉપર સરકારની દેખરેખ રાખવી. સુલતાનની સઘળી રૈયત મુસલમાન તેમજ ખ્રિસ્તી ધારાની નજરમાં એક સરખી ગણવી, અને જાહેર ઓધાઓ ઉપર સઘળાંની એક સરખી રીતે નેમણુક કરવી. સર્વ ઉપર એક સરખો છાપો લાગુ પાડવો. લોકોની મિલકતોની સલામતીની જામીનગીરી આપવી, અને ટરકીના રાજ્યમાં રહેતાં કોઇને પણ નુકશાન થાય નહીં એવો બંદોબસ્ત કરવો. કોઇના બદનને ઇજા કરી અથવા તેના ઉપર જાસ્તી કરી કાંઇ પણ કામ કહાડી લેવાની રીતનો ઉપયોગ કરવાની સખત મનાઇ કરવી. ન્યાય ખાતાંનાં કામકાજો લોકો જોય તેમ ખુલ્લાં ચલાવવાં, દરએક ગુનેહગારને કાયદા-



કાન્સટાનટીનોપલ મધે નવું રાજય બંધારણ સ્થાપવાનો દેખાવ.

સર પોતાનો બચાવ કરવાની છુટ આપવી અને ન્યાયાધિસોને તેઓની જગ્યાઓ ઉપરથી ખસેડવા નહીં. ઇંગ્લાંડના પરધાનોની પેઠે ટરકીના પરધાનોએ પ્રજાના વકીલોથી ઉભી થયલી સભાને જવાબદાર રહેવું, અને તેઓ કાંઈ ગુનાહની ચુંગાલમાં આવે તો તેઓની તપાસ હાઈ કોરટના ન્યાયાધિસો પાસે કરાવવી. જો પરધાન ટોળી કોઈ અગત્યના સવાલ ઉપર રકજીક ચલાવતાં પારલામેંટમાં હારી જાય તો સુલતાને તેઓની ફેરબદલી કરવી. પુરતાં અથવા વાજબી કારણો વગર જાહેર ઓધા ચલાવનારાઓને તેઓની જગ્યાથી બરતરફ કરવા નહીં અથવા જો તેઓ ધારાની વિરૂધ કાંઈ કામ કરે તો, તેમાંથી છટકી જવા તેઓનાવડા અમલદારોના આસરા તળે તેઓને જવા દેવા નહીં. દેશને માટે કાયદા બાંધવા સારૂ ઉમરાવોની એક સભા, એક સેનેટ અને પ્રજાના વકીલોની એક સભા ઉભીકરવી. દર પચાસ હજાર રહેવા સીઓએ એક વકીલને નેમવો, અને એવા વકીલોને છુપાં

મતથી દર ચાર વરસે ચુંટી કહાડવા. ચોકસ સરતોની હદમાં એવા વકીલો ન આવે ત્યાં સુધી તેઓ ઉપર ધારાની ચુંગાલ લાગુ પાડવી નહીં. પરગણાંઓમાં રાજ્યકારોબાર રાજ્યાધિકાર ચલાવનાર કાંઊન્સિલોની મારફતે ચલાવવો, અને રાજ્યનું બંધારણ ઉમરાવો તેમજ પ્રજાના વકીલો એ બંનેની ભેગી મળેલી સભાઓ તથા સુલતાનની મંજુરીયાત વગર ફેરવવું નહીં. આ પ્રકારનું રાજ્ય બંધારણ જેમ આ પાસેના ચિત્રમાં દેખાડવામાં આવ્યું છે તેમ રાજ્ય ઢંઢેરાની મારફતે જાહેર કરવામાં આવ્યું. એ નવાં બંધારણની ખુબીઓ વખાણવા જોગ હવી, એમાંથી ટરકીની રૈયતને અતિઘણો ફાયદો થવાનો સંભવ હતો, પણ એ બંધારણ પ્રમાણે સુલતાન ચાલશે યા રૈયતને તે બંધ બેસતું થશે એ એક સવાલ હતો. આગળા સુલતાનોએ પણ ઘણા સુધારા અને ફેરફારો દાખલ કીધા હતા, પણ તે એવા અધુરી રીતે અમલમાં આણવામાં આવ્યા હતા કે આખા યુરોપનો ટરકીના સુલતાનના બોલવા ઉપર ઇતબાર બેસતો ન હતો. વળી આ જાતનું એક રાજ્ય બંધારણ જે પશ્ચિમ તરફનાં લોકોને વધારે અનુસરતું હતું, તે ટરક જેવી પૂર્વથી આવેલી અને પૂર્વના લોકોની ખાસ્યત ધરાવનાર જાતને બરાબર બેસતું થશે તેને માટે મોટો શક હતો. ટરકી દેશમાં વસનારો જુદી જુદી જાત, ટરકો લાંબો વખત સુધી તદન આપ અખ્ત્યારોથી રાજ્ય ચલાવતા આવેલા તેની તેઆનાં મનમાં ગરમ ખુમાર, આગળા વખતમાં એ દેશ મધે જે જુલમાત ગુજરેલા તેની તાજી યાદદાસ્ત, બે હરીફ ધર્મો સામા સામા અથડી પડતા ઉભેલા, લોકોને સામા સામી પોત પોતાની જુદી જુદી ઝનુનોને લીધે ઉપજતો ધિક્કાર, એ સર્વ આ નવાં રાજ્ય બંધારણના માર્ગમાં મોટા ખડકો હતા. પણ એ સર્વ છતાં, અને ટરકોમાં ઘણીક ખામીઓ છતાં તેઓમાં કેટલોક સરસ ખુબીઓ છે. તેઓ બાહાદુર, મજબૂત, મધ્યમ પ્રકૃતિના અને કેટલીક રીતે મોટા મનના હતા. વળી તેઓ સાદાઇને પસંદ કરનાર, ગંભીર, મન મારનારા, પોતાની શકિત ઉપર જ આધાર રાખનારા અને દયાળુ છે. ટરક પાશાઓ અને ટરક ઓધેદારોની બદી, ખામી અને આડી ચાલ ઉપરથી ટરક પ્રજા વિશે આડો વિચાર બાંધવો ન જોઇયે. ટરક તરફ નજર કરતાં જેવી ખુબી અને ખામીઓ એક ફત્તેહ કરનાર પ્રજામાં જોવામાં આવેછે તેવી ખુબી અને ખામીઓ તેનામાં જાહેર થાયછે. જો ટરક લોકોના ધર્મ વિશે એવું કહેવામાં આવે કે, તે સાંકડા મનનો છે અને સાંકડી હદમાંજ સમાયલોછે, તો તેને માટે એમ પણ કહેવું જોઇયે કે, તે ઊંદા મનનો અને સ્વચ્છ દિલી ધર્મ છે. ઓદાને પુર એતેકાદ અને મોટાં માનથી માનવો, સખાવત કરવી અને અરસપરસ મદદનો હાથ લંબાવવો, એ સર્વ એ ધર્મની ઉત્તમ ખુબીઓ છે. આ બધાં ઊપરથી એમ નથી કહી શકાતું કે જે નવું બંધારણ ટરકીમાં રચાયું તે એકદમ ફત્તેહમંદ ઉતરશે, પણ એટલું તો ખાતરીથી બોલી શકાય કે, જે ઘણીક બદીઓ ટરકીના રાજ્યમાં લાગુ પાડેલી કહેવામાં આવેછે તે આ બંધારણની ખુબીથી નાબુદ થઈ શકે.

## જુદાં જુદાં રાજયોના જુદા જુદા પ્રતિનિધિઓ.

ટરકીના શેહનશાહત વિશે વિચાર કરવા જ્યારે જુદાં જુદાં રાજ્યોના વકીલો કાનફરંસમાં સાથે મળ્યા ત્યારે તેઓનો સંખ્યા અગીઆરની હતી. આ પાસેના ચિત્રમાં નામ નિશાન સાથ તેઓ બીરાજેછે. એઓમાંના કેટલાક તો યુરોપમાં મળેલી મોટી રાજસભાઓમાં વખાણ પામી ગયલા હતા. જર્મની, રૂશિયા અને ઇટાલો તરફથી એકેકોજ વકીલ હતો, પણ ઇંગ્લાંડ, ફ્રાન્સ, આસ્ત્રિઆ અને ટરકી તરફથી બબે પ્રતિનિધિઓ હતા. ટરકી તરફથી સેફવેટ પાશા અને ઇદેમ પાશા હતા. એઓમાંનો પેહેલો ટરકીની સરકારનો પરદેશ ખાતાંનો પરધાન હતો, અને એજ ઘણી ફ્રાન્સમાં ત્રિજા નેપોલિયનના રાજની વખતે ટરકી તરફથી એલચી હતો. ઇદેમ પાશા સુલતાનની નોકરીમાં મોટો દરજજો ધરાવનાર હતો, અને પશ્ચિમ યુરોપની પ્રજાઓની એને સારી માહીતગારો હતી. ફ્રાન્સના પ્રતિનિધિઓ કાન્સટાનટીનોપલમાં રહેનાર ફ્રાન્સ તરફનો એલચી કાંઊન્ટ ફ્રાંકાય ડી બુરગાઇન અને કાંઉન્ટ ડી મોદારડી હતા. આ પાછળો ગ્રહસ્થ પારિસના છેલા ઘેરાની વેળાએ પેહેલાં તુસમાં અને પછી બોરદોમાં પ્રજાના વકીલોની જે સરકાર સ્થાપવામાં આવી હતી તે સરકારનું પારકા રાજ્ય સાથ વેહેવાર ચલાવનાર જે ખાતું તે ખાતાંનો વકીલ હતો, અને તેમ હોવાથી તે બારીક વખતના અરસ પરસ ગુંચવાડા ભરેલા સંદેશા ચલાવવામાં તે માહીતગાર થયલો હતો. જર્મનીનો કાન્સટાનટીનોપલ મધેનો એલચી બેરન વરધર જર્મનીના રાજ્ય તરફથી બિરાજયો હતો. એ ઘણી મોટો રાજ ખટપટી ગણાવ છે. આસ્ત્રિઆ અને પ્રુશિયા વચ્ચે જે લડાઈ ચાલી તેની આગમજ વીયેનામાં અને ડેનીશ લોકોના લડાઇની આગમજ કોપન હેગનમાં જર્મની તરફથી એલચી હતો, અને જર્મની સાથ ફ્રાંસ લડાઇમાં ઉતર્યું તેની આગમજ તે પારિસમાં એલચીપણું ચલાવતો હતો. ઇટાલીનો પ્રતિનિધિ કાંઉન્ટ કોરટી હતો. આસ્ત્રિઆ અને હંગરી મળી જે રાજસ્થાન થયુંછે તેના તરફથી કાંઉન્ટ ઝીચા



**કાનફ્રંસના સભાસદો.**

સર હેનરી એલીઅટ. કાઉન્ટ ચોદરદી. કાઉન્ટ ઝીચી. કાઉન્ટ ડી બુરગોઈ. બેરન દરથર. કાઉન્ટ કોરટી.
સેફવેટ પાશા. લાૅડ સાલીસબરી. જનરલ ઇનેતીફ.

અને આસ્ટ્રિઆ તરફથી રૂમાનિયાનો કાનસલ જનરલ બેરન કાલીસ હતા. રૂશિયાનો બાહાદુર હિમાયતી જનરલ ઇગ્નેતીફ હતો, અને ઇંગ્લાંડનો બોજો જાળવનાર મારકિવસ આવ સાલ્સબરી અને સર હેનરી એલિયટ હતા. કાનફરંસ જ્યારે કાન્સટાનટીનોપલમાં મળી હતી તયારે સેફ્વેટ પાશા પ્રમુખ તરીકે બીરાજયો હતો.

## કાનફરંસની કેટલીક સભાઓમાં થયલાં કામકાજ.

તારીખ ૨૩મી ડીસેમબરે કાનફરંસના સઘળા સભાસદોની સભા બેઠી તેમાં બીજા રાજ્યવાળાઓના પ્રતિનિધિઓએ બોસનિયા બલગેરિયા અને હરઝીગોવીનિયામાં સારો રાજકારોબાર ચલાવવા સંબંધી જે દરખાસ્તો ટરકીના વકીલોની ગેરહાજરીમાં ભરાયલી પેહેલી કાનફરંસની સભામાં નક્કી કરવામાં આવી હતી તે રજુ કીધી. આ વખતે ટરકીના વકીલોએ પરગણાંઓમાં માહો માહે લડાઈ ચાલી તે વિશે એક પત્ર વાંચયો. તારીખ ૨૮ મી ડીસેમબરે કાનફરંસની બીજી સભા મળી જેમાં ઇગ્નેતીફની મંજુરીઆતથી સરવિયા અને મોનટીનિગ્રો સાથેની મેહેતલ બે મહીના સુધી વધારવામાં આવી. તે બાદ સઘળા રાજ્યવાળાઓની દરખાસ્તો ઉપર તકરારો ચલાવવામાં આવી, અને તે તકરારો ચાર કલાક સુધી ચાલુ રહી. ટરકીના વકીલોએ એ સઘળી દરખાસ્તો ઊપર વાંધા ઉઠાવ્યા. કાન્સટાનટીનોપલ જે ટરકીનું પોતાનું પાયતખ્ત તેમાં બીજા રાજ્યવાળાઓના પ્રતિનિધિઓ ટરકીના રાજ્યના સુધારા કરવા મળ્યા, તે સુધારા કેવા કરવા તે બાબે ઠરાવ ઉપર આવવા સારૂ બે ત્રણ સભાઓમાં ટરકીના પ્રતિનિધિઓને તો દાખલ પણ ન કર્યા, તેથી તે પ્રતિનિધિઓ એ સુધારાઓની દરખાસ્ત તરફ તદન નારાજીપણાથી જોવા લાગ્યા. તારીખ ૩૦ મીએ કાનફરંસની સભા પાછી મળી જે મધે ટરકીના વકીલોએ પોતાની તરફથી બીજી સામી દરખાસ્તો મુકવાને જણાવ્યું. એ દરખાસ્તો એવી હતી કે, પરગણાંઓનો રાજ્ય કારોબાર ત્યાંના લોકોએજ ઉભી કરેલી કાઉન્સિલની મારફતે ચલાવવો, ઘણાક બદ અમલોને સુધારવા, એહુતો પાસે તેઓની આવકનો ચોકસ ભાગ લેવામાં આવતો બંધ કરવો, તથા ઇજારદારોની મારફતે છાપા ઉઘરાવવાની રીતને કાઢી નાખવી. એ સઘળી દરખાસ્તો ઉપર બીજા રાજ્યવાળાઓએ વિચાર કીધો પણ તે તેઓના ધ્યાનમાં ઉતરીજ નહીં.

લાર્ડ સાલ્સબરીએ ટરકીના સુલતાનની એક ખાનગી મુલાકાત લીધી તેમાં તેણે સુલતાનને જણાવ્યું કે, બલગેરિયામાં કતલ ચાલી અને તે ચલાવનારાઓને ટરકીની સરકારે સજાએ ન પહોંચાડયા તેથી ઇંગ્લાંડના લોક ટરકીની સામે ઉશ્કેરાઈ ગયાછે. સુલતાને એના જવાબમાં જણાવ્યું કે, ટરકીમાં જાગેલો બળવો કાંઇપણ વાજબી યા ગેરવાજબી ફરીઆદ ન ઊઠે એવી રીતે દાબી નાખવા સારૂ ટરકીની સરકાર તરફથી બનતી તજવીજ કરવા છતાં રૂશિયા ખોટી બુમો ઉરાડી આવું તોફાન લઈ બેઠુંછે, માટે બધો જોખમ રૂશિયાને માથે છે. સુલતાન અને લાર્ડ સાલ્સબરીની વાતચાત ઉપરથી ટરકી અને ઇગ્લાંડનો સંબંધ વધારે મિત્રાચારી ભરેલો ન થતાં સામો તુટવા લાગ્યો, અને તેમાં જેમ બને તેમ વધારે તફાવટ પડે એવી રીતની લાર્ડ સાલ્સબરીએ વર્તણુક ચલાવી. તે ટરકીના સુલતાનને દમ ભરાવીનેજ સઘળી વાતચીત કરતો હતો, અને જ્યારે તે તેના દમની દરકાર ન કરતો હતો ત્યારે તેને ઘણી ચીડ લાગતી હતી. આવા સંજોગમાં ઈ. સ. ૧૮૭૬ નું સાલ પુરૂં થયું.

## ઈ. સ. ૧૮૭૭ ના સાલની શરૂઆત.

ઇ. સ. ૧૮૭૭ નું સાલ શરૂ થયું પણ તે યુરોપની સમાધાનીને માટે આગાઇ આપતું જણાતું ન હતું. રૂશિયા ટરકી ઊપર હુમલો કરવા તૈયાર થયું હતું, અને તેની સામે થવા ટરકી હીમતથી બાહેર આવ્યું હતું. ઈંગલાંડ એવી રાજ્યનીતિ ચલાવતું કે, ટરકીને ટેકો ન મળતાં રૂશિયાને ઉલટ મળતી હતી. બીજા રાજ્યવાળા મુગે મોહોડે જોયા કરતા હતા. એઓમાં કેટલાકને પોતાનો સ્વાર્થ સાંધવાનો હતો, અને કેટલાકને તો કાંઈ લેવું દેવું ન હતું. કેટલાક વળી સમાધાની ઇચ્છતા અને કેટલાકને મસ્તી કરાવાનું ઠીક લાગતું હતું. તારીખ ૧ લી જાન્યુઆરીએ કાનફરંસને લગતી ચોથી સભા મળી તેમાં લાર્ડ સાલ્સબરીએ દલગીરી સાથ જણાવ્યું કે જે દરખાસ્તો યુરોપના બીજા રાજવાળાઓએ મુકી હતી તેના પેહલા તત્વોજ ટરકીએ તરક કરી નાખ્યાછે. તેણે અસર કરવા જોગ શબ્દોમાં ભાર મુકી જણાવ્યું કે, ટરકીની હાલત ધાસ્તી ભરેલી છે, અને જે દરખાસ્તો ટરકીના પ્રતિનિધિઓ આગળ મુકવામાં આવીછે તે દરખાસ્તો ઉપર તકરાર ચલાવા સઘળા વકીલો તૈયાર છે. એના જવાબમાં ટરકીના પ્રતિનિધિઓએ જણાવ્યું કે, તેઓને ઉપલી સઘળી દરખાસ્તો તો રહી, પણ નિચલી નવ બાબતો ઊપર પણ કશી રકજીક ચલાવવાની ટરકીની સરકાર તરફથી [illegible]ત્તા મળી નથી. એ નવ બાબતો એ હતી કે, રા[illegible] રોબાર ઉપર દેખરેખ રાખવા એક કમિશન [illegible] હેલા ભાગોની સમાધાની સારૂ પારકાં રા[illegible] કામે લગાડવું, લશ્કરી શિપાઇઓની [illegible]

અને મુખ્ય શેહેરોમાં કરવી, વિલાયતો ઉપર વાલીઓને નેમવાની રીત અમલમાં આણવી, પરગણાંઓના રાજ્ય કારોબાર સંબંધી ભાગો કરવા, એશિયામાં જઇ વસવા સારૂ શરકેશિયનોને ઉત્તેજન આપવું, ટરકીના રાજ્યમાં ન્યાય ખાતાં સંબંધી ગોઠવણો કરવી, મેહેસુલ બાબે સારી રીત સ્થાપવી, અને મોનટીનિગ્રો તથા સરવિયાની સરહદને સુધારવી. આ ઉપરથી કાનફરંસની સભા તારીખ ૪થી જાન્યુઆરી સુધી મુલતવી રાખી અને લાર્ડ સાલ્સબરીએ સુલતાનના વડા વજીર મીદાત પાશાની મુલાકાત લઇ તેને જણાવ્યું કે, તેણે જે રસ્તો લીધો છે તે ભય ભરેલો છે. ટરકીના એક આગળા સુલતાન મહમદે આ વખતના સુલતાનની હઠના જેવીજ હઠ પકડી બેસી ટરકીના રાજ્યમાંથી ગ્રિસને જુદું પાડવાની તક આપી હતી. લાર્ડ સાલ્સબરીના આવા બોલવાના ઉત્તરમાં મીદાત પાશાએ જણાવ્યું કે, જે થવાનું હશે તે થશે, ટરકીનો સુલતાન તો ખોદાની મરજી ઉપર આધાર રાખી બેઠો છે. આ વખતે દરએક ટરક પોતાની આબરૂ જાળવવા ખાતર જીવ પટકીને કામ કરશે, પણ ઉપલી નવ બાબતોમાં તે એક પણ બાબતસર શરણ થશે નહીં. લાર્ડ સાલ્સબરીએ જરા નરમાસ પકડી જણાવ્યું કે, ટરકીની સરકાર જો પારકા દેશના લશ્કરી અમલદારોને નેમાવા દેશે તો પારકા રાજ્યવાળા તે લશ્કરી અમલદારોને હાથ તળે રહેનારૂં લશ્કર ટરકોને પોતાના દેશીઓમાંથીજ ઊભું કરવા દેશે. એ બાબે પણ મીદાત પાશાએ સાફ ના પાડી. મીદાત પાશાએ પોતાનો અંતનો વિચાર જણાવ્યો કે, ટરકીની સરકારને તેના રાજ્યમાં સુધારા કરવા સારૂ એક વરસની મુદત આપવી, અને તેટલા વખતમાં કાંઈ ખાતરી પૂર્વક બનવેલું માલમ ન પડે તો પારકા રાજ્યવાળાઓએ સુખેથી પોતાના ઓધેદારોનું કમિશન નેમવું અને તે શિવાય ટરકીની સરકારના અમલ ઉપર જે આંકોશ મુકવા દરૂરત લાગે તે મુકવો. મીદાત પાશાની આ માગણી ઘણી વાજબી હતી, પણ તે કબુલ રાખવામાં આવી નહીં; કારણ રૂશિયાની નિશ્ચા તો જેમ બને તેમ ટરકીની આપએખત્યારી ભાંગવાની હતી અને તેની તેવી નીશ્ચાને મદદ કરવા જેમ બને તેમ બીજા રાજ્યવાળાઓ તૈયાર દિસતા હતા. ઈ. સ. ૧૮૭૭ ની શરૂઆતમાં ટરકીના ખાશ એલચીઓ મસુરસ પાશા અને ઓદીઅન એફેનદી ઈંગલાંડ આવી પહોંચ્યા, અ-
ાં લાર્ડ ડરબી તથા લાર્ડ બીકન્સફીલ્ડની તેઓએ
લીધી. આ વેળા લાર્ડ ડરબી તો બીજા રાજ્ય-
દરખાસ્તો ટરકી પાસ કબુલ કરાવવાનીજ
ગયો. લાર્ડ બીકન્સફીલ્ડે ટરકી તરફ પોતાની દિલસોજી જણાવી પણ તેને મદદ કરવાની કોઈ ખાતરી પૂર્વક આશા તે આપી શકયો નહીં. ટરકીના એલચીઓએ લાર્ડ ડરબીને જણાવ્યું કે, છ લાખ માણસો ટરકીમાં લડવા માટે તૈયાર છે, અને તેઓ બીજા રાજ્યવાળાઓની આપખુદ માગણીઓને શરણ થઈ હલકા પડવાને બદલે પોતાના દેશ અને પોતાની આબરૂને માટે જીવ ઉપર આવી લડવા વિના રહેનાર નથી.

## કાનફરંસમાં થયલું છેલું કામકાજ.

તારીખ ૮મી જાન્યુઆરીએ કાન્સટાનટીનોપલમાં પાછી સભા મળી જેમાં ટરકીના પ્રતિનિધિઓએ જણાવ્યું કે, જે સુધારા પારકા રાજ્યવાળાઓ ટરકીના સુલતાન પાસ કરાવવા માગે છે તે ન બને એવા, ગેરવાજબી અને ટરકીના રાજ્ય બંધારણને અનુસર ન આવે એવા છે એટલુંજ નહીં, પણ જે જે દરખાસ્તો ઈંગ્રેજ સરકાર તરફથી પેહેલાં મુકાઇ હતી તેની હદની પણ બાહેર આ પાછળી દરખાસ્તો લઈ જવામાં આવી છે. સધળા પ્રતિનિધિઓ આ વેળા માગતા હતા તે એટલુંજ નહીં કે જે દરખાસ્તો તેઓ મુકે તે ટરકીની સરકારે કબુલ રાખવી, પણ તે દરખાસ્તો પાર પાડવાની મજબુત જામીનગીરી આપવી. આવી તકરારનો ખુલ્લો જવાબ ટરકીના વકીલો એ આપતા હતા કે, સર્વથી સરસ જામીનગીરી ટરકીની સરકારે જે નવું રાજ્ય બંધારણ સ્થાપ્યું છે તે છે. તેઓ વધારે એવું કહેવા લાગ્યા કે, ઇંગરેજ સરકારે જે દરખાસ્તોની યાદી પેહેલાં રજુ કીધી હતી તે વખતે આવી જામીનગીરીની વાત હતીજ નહીં. તેઓએ હિમતથી જાહેર કીધું કે આવી રીતે જામીનગીરી માગવાની રીત પારિસના કોલકરારોના નિયમ અને બંધારણને બેસતી આવે એવી છેજ નહીં. આ જામીનગીરીની બાબતમાં લાર્ડ સાલ્સબરી અને બીજાઓ પોતાની તકરારો ટકાવી ન શકયા ત્યારે એવું કહેવા લાગ્યા કે, ઈ. સ. ૧૮૭૬ માં આસ્ત્રિઆના કાઉન્ટ આનદ્રાસીએ એક દસ્તાવેજ બાહેર પાડી હરઝીગોવીનિયા, બોસનિયા અને બલગેરિયાને માટે જે કમિશન નેમવા કહયું હતું, અને તે કમિશન નેમવાની કબુલાત સુલતાને આપી હતી તે કમિશન જો નેમવામાં આવે તો પછી તે જામીનગીરીજ ગણાય. આ તકરારમાં પણ તેઓ ફાવી જાય તેવું ન હતું; કારણ એ કમિશન તો ટરકીના રાજ્યમાંનોજ મોટે વાઘેની રૈયતનું ઉભું થનાર હતું. એ કમિશન માટે અર્ધા, મુસલમાનો અને અર્ધા ખ્રિસ્તીઓ પસંદ કરવાના હતા. અને એ કમિશનની નેમણુક જે રીત સુલતાન નકકી કરે તે રીત પ્રમાણે થનાર હતી. ટરકીના પ્રતિનિધીઓ એવી વાજબી અને મજબુત તકરારો લાવવા લાગ્યા કે તેની

સામે બીજા રાજ્યવાળાઓથી ટકી શકાયું નહીં, અને તેથી તેઓનો કાંઈ બીજો ચારો રહયો નહીં. જ્યારે ચારો ન રહયો ત્યારે વધુ તકરાર કરવાનું બંધ કીધું. આ ઉપરથી જનરલ ઇગનેતીફે બીજા રાજ્યવાળાઓ સાથ સમજુતીપર આવી કેટલીક ઢીલી દોરી મુકી, અને કેટલીક દરખાસ્તો જે કહાડી નાખવાની હતી તે ટરકીના વકીલો આગળ નિચે પ્રરમાણે રજુ કીધીઃ—

૧ લું–ટરકીના રાજ્યમાં રૈયતની સંભાળને માટે પારકાં રાજ્યના લશ્કરી શિપાઇઓ રાખવા.

૨ જું–ટરકીની સરકારના શીપાઇઓએ કોલ્લાઓ અને મુખ્ય શેહેરોમાંજ રેહેવું.

૩ જું–બલગેરિયાની સરહદ અને ભુગોળ સંબંધી ભાગો પાછા ગોઠવવા.

૪ થું–પરગણાંઓના હાકમો ખ્રિસ્તીઓનેજ નેમવા.

એ દરખાસ્તો સઘળી આગળી દરખાસ્તોમાંથી કહાડી નાખવામાં આવનાર હતી, અને એ જણાવતાંજ લાર્ડ સાલસબરીએ બોલવા માડયું કે, ઇંગ્લાંડની સરકાર તરફથી જણાવવાને તેને ફરમાસ થઇછે કે, ટરકીમાં અંધેર કારોબાર ચાલે તથા જુલમ ગુજરે તેને તે સરકાર કબુલ રાખનાર નથી, અને હાલ સઘળા મોટા રાજ્યવાળા ટરકીના રાજને ખાતરી ભરેલા પાયા ઉપર મુકવા માગેછે તે વેળા ટરકીની સરકાર હઠ યા આળસાઈથી સામે થશે તો તેનામાંથી ઉપજતાં સઘળાં ખરાબ પરિણામોનો જોખમ ટરકીના સુલતાન અને તેને સલાહ આપનારાઓ ઊપર રેહેશે. તે વધારે એવું બોલવા લાગ્યો કે, સઘળા રાજ્યવાળાઓના પ્રતિનિધિઓએ તેને એવી સત્તા આપીછે કે, આ ઓછી કરેલી દરખાસ્તો ઓછી સખતાઇ સાથ ટરકીની સરકારના પ્રતિનિધિઓ આગલ મુકવી અને એ દરખાસ્તો છેલી વારનીજ ગણાશે. એ દરખાસ્તો તારીખ ૧૮ મીજાન્યુઆરીએ મલનાર કાનફરંસની સભામાંકબુલ રાખવામાં આવશે નહી તો બધા વકીલો આ કાનફરંસનો છેડો આવેલો સમજશે, અને તેઓને જેમ પોતાના રાજ્યો તરફથી ફરમાસ થઇછે તેમ તેઓ સઘળા કાન્સટાનટીનોપલ છોડી જશે. આ પછી જે નવી દરખાસ્તો સઘળા રાજ્યવાળાઓએ સાથે મળી નકકી ઠરાવ ઉપર આવી છેલી વારજ ટરકીની સરકાર હજુર ધરવા ધારી હતી તે મુકવામાં આવી. એ દરખાસ્તો એવી હતી કે, મોનટીનિગ્રોની સરહદ ચોકસ ઉમેરા સાથ નકકી કરવી, હદ બાંધવા સારૂ જુદા જુદા રાજ્યવાળાઓનું કમિશન સ્થાપવું, બોઇઆના નદી ઉપર છુટથી વેહેવાર ચલાવવાની અને તેના કિનારા ઉપર જે જે કિલ્લાઓ છે તેઓ પાસ અલગપણું જાળવાવાની ગોઠવણ નક્કી કરવી, સરવિયાને લડાઈ થવાની આગમજ જેવી તેની હાલત હતી તેવી હાલત ઉપર લાવી મુકવું, બોસનિયાની બાજુપર હદ નકી કરવાને લગતી જે અઘડાઈ વચ્ચે આવી હતી તે લવાદથી ચુકાદો કરાવવા સારૂ ઉભાં કરેલાં એક કમિશનથી કહાડી નાખવી, સરવિયા તથા બોસનિયામાં ટરકીના લશ્કરી શિપાઇઓએ જે જે જગ્યાઓ પોતાને હાથ રાખી હતી તે છોડી જવી, લડાઇમાં પકડાયલા બંધવાઓની અરસ પરસ બદલી કરવી; જે રૈયત મુદ્દને મદદ કરવામાં સામે થઈ હોય તેને માફી બખશવી, બોસનિયા, હરઝીગોવિનિયા અને બળગેરિયાના ગવરનર જનરલો યાને વાલીઓની બીજા રાજ્યવાળાઓના એક મતથી ટરકીની સરકારે પેહેલાં પાંચ વરસ સુધી નેમણુંક કરવી, અને તે પરગણાંઓનો અંદરનો રાજ્ય કારોબાર ચલાવતાં ઇજારા આપવાની રીત નાબુદ કરવી, સર્વને ધર્મ સંબંધી બાબતોમાં તદન છુટાપણું બખશવા માટે તથા ખેતીવાડીની હાલત સુધારવા માટે જોઇતી ગોઠવણ કરવી. આ ઉપરથી જણાય છે કે સઘળા રાજ્યવાળાઓએ પોતાની આગળી દરખાસ્તોથી પાછળ હઠી આ દરખાસ્તો મુકી હતી, પણ જે ધોરણ ઉપર એવી દરખાસ્તો મુકવાનો પેહેલાંથીજ ટરકીના સરકારે વાંધો લીધો હતો તે ધોરણ તો એમાં પણ ખુલ્લી જણાતી હતી. વાલીઓની નેમણુક કરવાના બંદોબસ્ત કરવા ઉપરાંત નવા ધારાઓ અમલમાં આવે છે કે નહીં તે ઉપર તપાસ રાખવા સારૂ તથા દેશમાં સલાહ સંપજ અને લોકોની સલામતી જાળવવામાં સરકારી ઓધેદારોને મદદ કરવા સારૂં જુદાં જુદાં બે કમિશન નેમવાનાં હતાં. એ કમિશનોના સભાસદો જેઓને જુદા જુદા મોટા રાજ્યવાળાઓ પોતા તરફથી નેમનાર હતા તેઓના હુકમ પ્રમાણે ચાલવાનું હતું. આ ઉપરથી ખુલું જણાઈ આવેછે કે, આવી રીતના કમિશનની મારફતે ટરકીનો રાજ્ય કારોબાર ચાલતાં સુલતાનનો અમલ તો ઊંધો વળયા વીના રહેજ નહીં. આવાં કમિશનથી સુધારો શું થાત તે જોઈ શકાતો નથી. જોર જુલમથી ટરકોની સરકારની ખરી મરજી વિરૂધ નેમાયલું એક કમિશન જ્યાં સુધી ટરકીમાં રહેત ત્યાં સુધી દાચ ત્યાંનો વહીવટ ઠીક ચાલત, પણ તે કમિશન
દેશ છોડી જતાંજ ટરકીમાં પાછી તેની આગ
આવી ઉભી રહયા વિના રેહેત નહીં. આ દ
રે એવી હતી કે ટરકીના રાજ્યને કાં
તેના રાજ્ય કર્તાઓને ગુસ્સે અને

## રાજય વાળાઓની છેલી દરખાસ્તો ઊપર ટરકીએ કરેલા વિચાર.

કાનફરંસની નવમી સભા જે તારીખ ૧૮ મીએ મળનાર હતી, તે તારીખ ૨૦મી સુધી ન મળી કાંકે ટરકીના પ્રતિનિધિઓને ઉપલી દરખાસ્તો ઉપર વિચાર કરવાનો વખત જોઇતો હતો. ટરકીની સરકારે આ વેળા એક વિશેષ મોટી સભા બોલાવી તેમાં બસો માણસોને ભેગાં કીધાં. એ માણસો ટરકીના રાજયમાં મુસલમાન રૈયતના જેટલા વર્ગો હતા તથા બીજા ધર્મોને લગતાં જે ટોળાઓ હતા તેઓ તરફથી મળ્યા હતા, અને એઓ આગળ જે મુખ્ય સવાલો હતા તે મુકી તકરારો ચલાવવામાં આવી. એ સભાનું પરિણામ એ નિપજ્યું કે, જુદાં જુદાં પરગણાંઓ ઉપર રાજ કરવા સારૂ જુદાં જુદાં રાજયોની મંજુરીઆતથી વાલીઓને ઠરાવવાની તથા તેઓ ઊપર દેખરેખ રાખવા સારૂ કમિશન નેમવાની દરખાસ્તની સામે સર્વેએ એક અવાજે મત આપ્યાં. આ સભામાં કેટલીક દરખાસ્તો એકદમ કબુલ પણ રાખવામાં આવી કારણ જે રાજ્ય નીતિ ટરકોની સરકારે ધારણ કીધી હતી તેની અને ટરકીના ધારાઓની હદમાં તેઓ આવતી હતી.



કાનફરંસનો છેડો આ રીતે આવ્યોછે.

બીજા રાજયવાળાઓએ પોતાની મરજી માફકનું ટરકીનાં સંબંધમાં કામ થયલું ન જોયું ત્યારે જરા મીજાજ ખોહી ... જનરલ ઇનેતીફ ટરકીની સામે બખારવા લાગ્યો. તે ... કે, જો આ હાલનાં વગર સમાધાની ભરેલાં પરિ... ધે ટરકી અને સરવિયા તથા મોનટીનિગ્રો વચ્ચે ... ઉઠશે તો, અને ટરકીના માહેલા ભાગોના ... લામતી પાછી જોખમમાં આવી જશે ... મજશે કે ટરકી આખાં યુરોપ સામે માથું ઊચકી વાત કરેછે. આનો કાંઇપણ જવાબ ટરકીના પ્રતિનિધિ સેફવેટ પાશાએ આપ્યો નહીં તેથી વધારે વાર કાનફરંસ જારી રાખવાનું ફોકટનું સમજી કાનફરંસ ઉઠી ગઇ, અને તેની સભાઓનો અંત આણવામાં આવ્યો. કાનફરંસની સભા બંધ થતી વખતે બીજા રાજયવાળાઓએ મુકેલી દરખાસ્તો સેફવેટ પાશાએ તરક કરી કહાડવાનો દેખાવ આ પાસેના ચિત્રમાં આપ્યોછે. થોડા વખતમાં સરવે વકીલો કાન્સટાનટીનોપલ છોડી ગયા.

લાર્ડ સાલસબરીએ તારીખ ૨૩ મીએ આથન્સ જવા ટર-કીનું પાયતખ્ત શેહેર છોડયું. એ સઘળા એલચીઓ કાન્સટાનટીનોપલ છોડી જાય તેની આગમજ તેઓ-માંના ઘણાક સુલતાનની મુલાકાત લેવા રાજી હતા, પણ સુલતાને બીમારીનું કારણ જણાવી કોઈની ભેટ લીધી નહીં, અને તે ભેટ લઈ આ નાપસંદ બાબત ઊપર કોઈ પણ એલચી સાથ તકરારમાં ઉતરવા અને પોતાનું દિલ વધારે દુખવવા રાજી ન હતો. ટરક લોકો પણ બીજા રા-જ્યવાળાઓના વકીલો કાન્સટાનટીનોપલ છોડી ગયા તેથી ઘણા ખુશી થયા, કારણ પોતાના પાયતખ્ત શેહેરમાં તેઓની કેટલીક ધાંધલ અને આપખુદ વર્ત્તણુક તેઓ જોઈ શકતા ન હતા, અને કાનફરંસ મળવાથી તેઓના દિલ નરમ પડવાને બદલે સામાં ઊશ્કેરાયાં હતાં.

## રૂશિયા અને ટરકી લડાઈની તૈયારી કરવા લાગ્યાં.

લડાઈની હાજરી રૂશિયાને તો એટલી નજદીક લાગી કે, તે બેધડક તેની તૈયારી કરવા મંડી ગયું, પણ તેના પા-



બલગેરિયાના ખેડુતોની એક ટોળી.

સ પુરતું નાણું ન હતું તથા યુરોપના નાણાબજારમાં તેની કાંઈ સારી આંટ ન હતી તેથી તેના માર્ગમાં ઘણીક મુશ્કે-લાઓ આવીને નડી. પણ એક દેશ જ્યારે લડાઇ કરવા-નાજ ઠરાવ ઉપર આવેછે ત્યારે તેની તૈયારી કરવાના ઉપાયો પણ તેને સુજેછે. તરત સાઠ હજારનું લશ્કર રૂશિયાને મદદ કરવા સારૂ બેસારેબિયામાં તૈયાર કરવામાં આવ્યું, અને હજુ તો કાનફરંસનું કામ ચાલતું હતુ તે-ટલાંજ રૂશિયાએ પોતાના લશ્કરી શિપાઇઓનો ભ કરવા માંડયો. કાળા સમુદ્રમાં આવેલાં ઓદીસા વાળા શેહેરમાં નિશાળો અને બંદીખાના ખાતાંઓ તથા દરદીઓને રાખવાનાં નાખવામાં આવ્યાં. આ ગભરાટ

યાતની વસ્તુઓની કીંમત વધી ગઈ, અને લડાઈના હીં-
ગામમાં જણાતાં સંકટો હમણાંથીજ દિસવા લાગ્યાં. વે-
પારને ધોકો લાગ્યો, બાહેરથી આવતા માલમાં ઘટાડો થ-
યો, અને કેટલીક પેહેડીઓએ દીવાલાં કહાડયાં. આ વ-
ખતે લશ્કરી ખાતાંઓનો પુરતો બંદોસ્ત રૂશિયાને જ-
ણાયો નહીં. લશ્કરમાં કેટલોક સડો પેઠેલો તેને લાગ્યો.
હવા તોફાની થઈ લાગી અને મારમારનો વરસાદ રૂમા-
નિયામાં પડયો. આથી રૂશિયનોના માર્ગ વચ્ચે મોટી અ-
ડચણ આવી લાગી, કારણ એ માર્ગે તેઓને ડાન્યુબ ન-
દીના કિનારા ઉપર જવું હતું. રસ્તા કાદવ કીચલથી ઘ-
ણા ખરાબ અને કંગાલ બની ગયા, અને જમીનમાંથી
ખરાબ તાવ તથા મરકી ભરેલાં દરદો ઉભાઈ આવ્યાં.
આ વખતે જો રૂશિયાએ પોતાનાં લશ્કરને કુચકરવાનો
હુકમ આપ્યો હોત તો રસ્તાની હાલહવાલી અને સખ્ત
હવાને લીધે તે ઘણું હેરાન થયા વિના રહેત નહીં.

આ વેળા ટરક લોકો પણ એકદમ લડાઈમાં ઉતરવા
તૈયાર ન હતા. તેઓને તો લડાઇની ચાંપતી અગતો પુ-
રી પાડવા નાણાંની ઘણી જરૂર હતી, અને તેઓને ના-
ણાં સેહેલથી મળી શકે એવી તેઓની હાલત ન હતી. એ
માટે દેશમાં તેમજ બાહેર ગભરાટ મચી રહયો. કોઈ પણ
ઉપાયથી નાણું મેળવવાની બનતી તજવીજો થતી, પણ
તે ભેગું થવાનાં ખાતરી ભરેલાં ચિન્હો દિસતાં ન હતાં.
એ છતાં લડાઈને માટે ટરકીમાં લોકો ઘણું ઉશ્કેરાઈ રહ-
યું હતું. જાન્યુઆરીના પેહેલા ભાગમાં આદ્રિઆનોપલ-
ના મુસલમાન તેમજ ગ્રિક રેહેવાસીઓએ ટરકી પાસે ર-
જા માગી કે રૂશિયા જેને તેઓ પોતાનો સાધારણ શત્રુ
ગણેછે તેની સામે હથિયાર ભીડવાની છુટ આપવી. ફી-
લીપોપોલિસ શેહેરના ચાલીસ હજારથી વધારે રેહેવાસી-
ઓએ કાન્સટાનટીનોપલ મધેના પોતાના વકીલો ઉપર
તાર કરી કેહેવાડયું કે, જે કાનફરંસ યુરોપના રાજયવા-
ળાઓએ કાન્સટાનટીનોપલમાં ભરીછે તેમાં ફીલીપોપો-
લિસના લોકોને બલગેરિયનો સાથ એક પગથિયા ઉપર મુ-
કવાની ગોઠવણ સામે તેઓ તરફથી પ્રોટેસ્ટ મુકવો. આ
વેળાએજ એવી અફવા બાહેર પડી કે સ્લાવ ટોળાના લો-
કને કાંઈ ખાશ હક ટરકી તરફથી મળશે તો ગ્રેસ, મા-
સેદોનિયા, થેસેલી, ઇપાઇરસ અને બીજી જગ્યાના લો-
કો ટરકી સામે બળવો ઉઠાવવા વિના રેહેશે નહીં. રૂશિ-
[...] ઉશ્કેરણીથી જુદા જુદા છ રાજયવાળાઓએ બ-
[...] ની હદમાં રૂમીલિયાનો મોટો ભાગ જેમાં ગ્રિક
[...] ની વસ્તીછે તે ભાગને મેળવી દેવાની જે દર-
[...] માં મુકી હતી તેની સામે તે ગ્રીક લોકો
[...] ા. ગ્રિક લોકો બલગેરિયનો તરફ અ-
તિશય ધિક્કારથી જોયછે અને તેઓને આળસુ, અને વ-
ગર અક્કલના ખેડુતો સમજેછે. બલગેરિયન ખેડુતોની એ-
ક ટોળી આ પાસેના ચિત્રમાં જણાયછે. ખુદ ટરક લો-
કોમાં પણ આ વેળા લડાઇનો જુસ્સો ઓછો ન હતો.
તેઓ ઘણાખરા ફત્તેહમંદ ઉતરવાની પોતાની શકિત ઊ-
પર મુસતાક હતા. અને તેઓ એવા ઠરાવ ઉપર આવ્યા
હતા કે જો કદી તેઓ હાર્યા તોપણ તેઓના ખરા હક
તેઓ પાસથી છીણવી લઈ રફતે રફતે તેઓનો નાશ
લાવવામાં આવે તેના કરતાં હાથમાં તરવાર પકડી જીવ
ઉપર આવી લડવામાં વધારે આબરૂ સમાયલીછે.

## ટરકીની સરકારે ભરેલી મોટી સભા.

બધા રાજયવાળાઓ સાથે મલી ટરકી પાસે જે
દરખાસ્તો કબુલ કરાવવા માગતા હતા તે કબુલ કરવી કે
નહીં તે ઉપર તકરાર ચલાવવા ટરકીના રાજયના પરધા-
નો અને પ્રજાના વકીલોની એક મોટી સભા કાન્સટાન-
ટીનોપલમાં મળી. પારકાં રાજયો સાથ વેહેવારચલાવના
ર પરધાને હરઝીગોવીનિયામાં બળવો જાગ્યો ત્યારથી અ-
ત્યાર સુધી શું શું બનાવો બન્યા તેનો એક લાંબો હેવાલ
ત્રણ કલાક સુધી વાંચ્યો. એ પછી મીદાત પાશાએ એક
લાંબું ભાશણ કરી જણાવ્યું કે, લડાઈ કરવા વિના તેઓ-
નો છુટકો જણાતો નથી, પણ જો લડાઈ થઈ તો ટર-
કીનો અંદરનો મામલો ઘણો ગુંચાઈ જશે તથા લોકો ઈ-
જા પામશે. તે બોલ્યો કે, ઘણા સારા પાયા ઉપર લડાઈ
ચલાવવાને ટરકી પાસે પુરતાં નાણાં તેમજ સઘળી જોગ-
વાઇઓ નથી. એ ઉપરાંત ટરકીને મદદ કરવા અને તેની
સાથ ઉભું રહી રૂશિયાની સામે લડનાર કોઈ મિત્ર મળ-
નાર નથી. જો તેઓ લડાઈ નથી કરતા અને બીજા
રાજયવાળાઓની દરખાસ્તો કબુલ રાખેછે તો તેઓનાં
સ્વતંત્રપણાનો ભંગ થાયછે. આ સભામાં સર્વથી સરસ
અને અસરકારક ભાશણ તો એક આરમીનિયન પાદરીએ
કીધું હતું. રૂશિયાની સામે થવા તે એવા આતુર અને
અસરકારક બોલોમાં બોલ્યો કે, ઘણાક સાંભળનારાઓ-
ની આંખમાંથી આંસું તપકવા લાગ્યાં. તેણે જણાવ્યું કે,
આ કાંઈ ધર્મની વાત નથી પણ પ્રજાને લગતી વાત છે.
આ દેશમાં ખ્રિસ્તીઓ પોતાની મરજી માફક પોતાના દે-
વલમાં જાયછે, અને મુસલમાનો છુટથી પોતાની મસજી-
દોમાં બંદગી કરેછે માટે ધર્મને માટે આ વેળા કાંઈ લડ-
વાનું છેજ નહીં, પણ ટરકી દેશને માટે અને તેની સરકા-
રને માટે તેની આખી રૈયતે લડવાનુંછે. સભાનાં સઘળાં
માણસોએ આવા વિચારો સ્વીકાર્યા, અને ફકત પ્રોટેસટંટ
ધર્મનો એકજ પાદરી બીજા રાજયવાળાઓની દરખાસ્ત

કબુલ કરવાની તરફમાં બોલ્યો. પોતાના દેશ ઉપરાંત ટરકીના સુલતાનને આ વખતે બાહેરથી પણ ટેકો મળ્યો. હુંગરી કે જે આસ્ત્રિઆના તાબાનો મુલક છે તેના લોકોએ રૂશિયાની સામે ટરકી લડાઈમાં ઉતરે તો સારૂં એવા સામટા અવાજો કહાડવા માડયા. આ લોકોનું મત આસ્ત્રિઆના વડા પરધાન કાંઉન્ટ આનદ્રાસીની કારકીર્દી ઉપર અસર કરનારૂં થઈ પડયું; કારણ હુંગેરિયનો આસ્ત્રિઆના રાજ્યમાં વગ ધરાવનારાં લોકો હતાં. હુંગરીનાં લોકો રૂશિયાની સામે અને ટરકીની તરફમાં કાં બોલવા લાગ્યાં તેનાં કારણો હતાં. ઈ. સ. ૧૮૪૮–૪૯ માં હુંગરીના લોકોએ તેઓનું સ્વતંત્રપણું મેળવવા આસ્ત્રિઆના રાજ્યની સામે હથિયાર ભીડયાં, અને આસ્ત્રિઆ-



**હુંગેરિયનો અબ્દુલ કરીમ પાશાને એક તરવાલ ભેટ આપેછે.**

ના જબરાં લશ્કરને હરાવી પોતાની આપએખ્તિયારી મે- ... ની અણી ઉપર તેઓ હતાં તેવામાં રૂશિયા વચ્ચે ...સ્ત્રિઆને મદદ કરી હુંગરિયનોને મારી ...આના જુલમી પંજામાં હુંગેરિ- ...મને ઘણ ... સો સુધી તેઓ ઉપર ... યાની મદદથી આસ્ત્રિ- આનોએ હુંગેરિયનોને હાર ખવાડી ત્યારે હુંગરિયનોના કેટલાક આગેવાનો નાહાસી જઈ ટરકીની સરકારના શરામાં રહયા, અને ટરકી પાસથી આસ્ત્રિઆ ...શિયાએ ભેગા મળી તેઓની માગણી કરી, ત... ને આપ્યા નહીં. એમ થવાથી હુંગેરિ... ...સામાં આવેલા રાજ્ય કર્તાઓનાં ...

આ બનાવ ઉપરથી હંગરિયનો ઘણી સારી મમતાથી ટરકોને જોવા લાગ્યાછે. એ મમતા બતાવવા સારૂ હંગેરિયનોએ પેસ્તના બાર જવાન વિદ્યાર્થીઓને પ્રતિનિધિઓ તરીકે મોકલી આપી ટરકીના લશ્કરના વડા સરદાર અબદુલ કરીમને પ્યાર અને માનની નિશાન દાખલ એક તરવાલ ભેટ અપાવી. આ બાર વિદ્યાર્થીઓ પાસેના ચિત્રમાં બતાવ્યાછે તેમ પોતાના દેશનો ખરો પોશાક અને પિછાં સાથની ટોપી પેહેરી અબદુલ કરીમ સામે હાજર થયા. અર્ધ ગોળ આકારમાં ઊભા રહી તેઓમાંનો એક આગળ વધ્યો અને તે બોલ્યો કે, ઈ. સ. ૧૮૪૯ માં જ્યારે હંગરીથી નાઠાસી ગયલાઓને કોઇ પણ રાજે આશરો ન આપ્યો ત્યારે ટરકીએ તેઓની સંભાલ લઈ તેઓનું રક્ષણ કીધું. પોલ લોકોના ખુન કરનાર રૂશિયનો, કારપેથિયન અને બાલકનના પહાડે, આગળ વસતી પ્રજા વચ્ચે હવે જુલમ પાડવા તૈયાર થયાછે, માટે હંગેરિયનો ટરકોને તેઓના બચાવ કરનાર તરીકે પોકારી મુબારકબાદી આપેછે. જે તલવાર અબદુલ કરીમને ભેટ આપવામાં આવી તે તલવારનું પાનુ એક વખત અસ્ત્રિઆની રાણી પ્રખ્યાત મેરાયા થરીસાના હસ્તકમાં હતું. એના મ્યાન ઉપર એક આકાર પાડેલોછે તે એવું બતાવેછે કે ટરક અને હંગેરિયન એ બે સાથે મળી રૂશિયાને પગતળે દાબેછે. તલવાર ભેટ લીધા પછી આ હંગેરિયન પ્રતિનિધિઓને ટરકીના સેફવેટ પાશાએ લાયક જવાબ આપ્યો. સારા શબ્દોમાં ટરકોની સ્તુતી કરી હંગેરિયન વકીલો બોલ્યા હતા કે, હંગેરિયનો અને ટરકો એકજ ઓલાદથી ઉતરેલાછે. આના જવાબમાં સેફવેટ પાશાએ જણાવ્યું કે, ટરક અને હંગરિયનો ભાઈ ભાઈ ગણાય તેઓ વચ્ચે આગળ જેઓએ લડાઈ કરાવી હતી તેઓને હાલ ટરકો શ્રાપ દેછે. જો ટરક અને હંગેરિયન સાથે જોડાયા હોત તો યુરોપનું બંધારણ આજ કદાચ જુદુંજ હોત. અફસોસ છે કે ધર્મના ઉપાધ્યાઓને બીજાઓને વટલાવવા સારૂ ટરકો તરફથી મોકલી આપવા ટરક ધર્મ ફરમાવતો નથી. જો આગળા દહાડાઓ ઉપર ટરકોએ વટલાવવા માંડયું હતે તો આજે હંગરિયનો અને ટરકો એક ધર્મમાં સાથે જોડાતે. હંગેરિયન વિદ્યાર્થીઓની ભેટથી કાન્સટાનટીનોપલમાં મોટો સંતોષ પેદા યો. આ વેળા ટરકીની સરકાર તરફ પોતાનું વધારે પણું બતાવવાનું યુરોપનાં પશ્ચિમ તરફનાં રાજયોને કારણ એ મળ્યું કે, બલગેરિયામાં જે કતલો ચાલી અને તેમાં ટરક ઓધેદારોએ જે ભાગ લીધો તે ઓધેદારોને સજા ન કરતાં સામા ટરકીની સરકારે નવાજ્યા. ટરકીની સરકારની આવી ઠપકા ભરેલી ચાલ ઉપરથી ઉશ્કેરાઈ મી૦ ગ્લાડસટને "કતલના ધડા" એવે નામનું એક ચોપાનયું પ્રગટ કીધું, અને તેમાં ટરકો સામે જેટલું સખ્ત લખાઈ શકાય એટલું લખ્યું. ટરકીની સરકારને તે આ પૃથ્વિ ઉપર સેહેતાન તરીકેજ ગણવા લાગ્યો. કોઈ પણ બાબત ઉપર અપાયલાં મત જો ગ્લાડસટન જેવા ધણીના તરફથી નિકળે તો તે ઘણાં અગત્યનાં હોવાં જોઇયે ખરાં, પણ તે મતો સંજોગ જોઈ ચોકસ હદમાંજ કબુલ રાખવાની જરૂર છે. આ તો ખરૂં છે કે, ટરકીની સરકારે પોતાના ગુનેહગારોને લાયક સજાએ ન પોહોંચાડ્યા એ તેઓએ તેઓને બદનામ કરનારૂં પગલું ભર્યું. પણ બીજી સરકારો એવીજ હાલતમાં આવી જે બજાવે તેના કરતાં ટરકીની સરકારે કાંઈ વધારે ખરાબ બજાવેલું કહેવાય નહીં. આ જાતની ખામી ઘણી ના પસંદ કરવા જોગ છે, અને તે ટરક લોકોમાંજ છે એમ નહીં, પણ માણસ જાતના કુદરતી ખવાસ સાથજ એ ખામી વળગેલીછે. જ્યારે રૂશિયા પોતે પોલાંડ શરકેશિયા અને ખોકંડમાં જાગેલો બલવો દાબી નાખવા નિકળ્યું, જ્યારે ફ્રાંસ આલજીરિયાના આરબોનું ફીતુર તોડી નાખવા તૈયાર થયું, જ્યારે ઈંગ્લાંડ જમૈકા અને આયર્લાંડમાં તેની સત્તાની સામે થનારાઓને કચડી નાખવા નિકળ્યું ત્યારે તે સર્વેએ જે સખ્ત હાથથી ઉપાયો લીધા હતા તેવાજ આ વેળા ટરકીએ લીધેલાછે. આવા જબરા ફિતુરની વખતે ઓધેદારો પોતાની સરકારની આબરૂ અને હસ્તી જાળવવા જે સખતમાં સખત અને કોઇ કોઈવાર ઘાતકી ઉપાયો લે અને તેના વડી સરકારતરફથી અખાડા કરી જવામાં આવે એ સ્વાભાવિક છે. ગ્લાડસટન પોતે જે વેળા ઇગ્લાંડની સરકારની પરધાન ટોળીમાં એક અગત્યનો ઓધો ચલાવતો હતો અને તે વખતે જમૈકામાં જે ત્રાસદાયક બળવો જાગ્યો તેને દાબી નાખવા ત્યાંના ઓધેદારોએ જે ક્રૂર ઉપાયો લીધા તેની સામે જ્યારે ફરીઆદ ઉઠી ત્યારે ત્યાના હાકમને તેના ઓધા ઉપરથી બરતરફ કરવા ઉપરાંત ગ્લાડસટને પોતે તે વેળા વધારે શું કીધું ? કાંઈ નહીં. સામી ઘણાંક લોકોએ એવા ઘાતકીપણે દાબી નાખનારાઓની —